# मनोरमा

## ( शीलव्रतनुं अपूर्व महात्म्य )


अनुवादक अने प्रकाशक,

मूलचंद कसनदास कापडीआ—सुरत.


લાકરોડા નિવાસી સ્વર્ગવાસી શેઠ ઉગરચંદ સાંકળ-
ચંદના સ્મરણાર્થે તેમના પુત્ર સોમચંદ તરફથી
"દિગંબર જૈન" પત્રના ગ્રાહકોને
છઠ્ઠા વર્ષમાં (પ્રથમ) ભેટ.

दिगंबर जैन ग्रंथमाला नं. १५

॥ ॐ नमः सिद्धेभ्यः ॥

# मनोरमा

(शीलव्रतनुं अपूर्व महात्म्य)

अनुवादक अने प्रकाशक,

मूलचंद किसनदास कापडीआ,

ऑ. संपादक, "दिगंबर जैन"—सुरत SURAT.

લાકડોડ નિવાસી સ્વર્ગવાસી શેઠ ઉગરચંદ સાંકળચંદ-
ના સ્મરણાર્થે તેમના પુત્ર સોમચંદ તરફથી
"દિગંબર જૈન" પત્રના ગ્રાહકોને
છઠ્ઠા વર્ષમાં (પ્રથમ) ભેટ.

आवृत्ति १ली. प्रत १३००.

वीर संवत २४३८. विक्र. सं. १९६८.

मुल्य रु. ०—६—०.

Printed by

Matubhai Bhaidas at the '*Surat Jain*' Printing Press, Khapatia Chakla—**SURAT.**

Published by

Moolchand Kasondas Kapadia Honourary Editor, "*Digamber Jain*" Chandawadi

**SURAT.**

# प्रस्तावना.

હાલના સમયમાં ગુજરાતી ભાષામાં જૈન સાહિત્યનો જેટલો ફેલાવો થાય તેટલો થોડો છે. હિંદી અને મરાઠી ભાષામાં એટલા બધા જૈન ગ્રંથો પ્રકટ થઇ ચુકયા છે અને થયા જાય છે કે જેની એક આની પણ ગુજરાતી ભાષામાં બહાર પડયા નથી. તેમજ જો ગુજરાતમાં કોઇ પુસ્તક બહાર પાડવામાં આવે છે, તો ગુજરાતમાં વાંચન-નો શોખ વિશેષ ન હોવાથી તેની ૧૦૦૦ પ્રત પણ વેચાવી મુશ્કેલ થઇ પડે છે, જેથી કેટલોક સમયથી અમોએ જૈન પુસ્તકો ગુજરાતી ભાષામાં બહાર પાડીને તે ઘણીજ ઓછી કિંમતે અથવા તો ભેટ તરીકે પ્રકટ કરવાનો પ્રયાસ આરંભ્યો છે અને તેમાં અમોને દિન પ્રતિદીન વિશેષ સફળતા મળતી જાય છે, જે દિ. જૈન કોમને એક આનંદ દાયક બીના છે.

"શીલ કથા" યાને શીલ મહાત્મ્ય નામે એક પુસ્તક પ્રાચીન ગ્રંથ ઉપરથી સંશોધન કરીને મી૦ બી. એલ. જૈને કવિતારૂપે બહાર પાડયું હતું, તે ઉપરથી આરાનિવાસી સ્વર્ગીય બાબુ જૈનેંદ્રકિશોરજી દ્વારા "મનોરમા ઉપન્યાસ" નામે પુસ્તક વાર્તારૂપે લખાઈ પં. પન્નાલાલજી બાકલીવાળ દ્વારા હિંદીમાં પ્રકટ થયું છે, જે અત્યંત બોધદાયક અને રસીલું હોવાથી, તેમજ એમાં શીલવ્રતનું મહાત્મ્ય એવી તો આબેહુબ રીતે વર્ણવેલું

છે કે ગમે તેવો વ્યભિચારી પુરૂષ એ પુસ્તક વાંચે, તો તેનું મન પીગળ્યા વગર રહે નહિ, જેથી એ પુસ્તકનો ગુજરાતી અનુવાદ કરીને અમોએ આ "મનોરમા" નામે પુસ્તક પ્રકટ કર્યું છે, જે ગુજરાતમાં અપૂર્વ વાંચન પુરૂં પાડશે, એવી અમોને આશા છે. વળી આ પુસ્તક લાકરોડા (અમદાવાદ) નિવાસી સ્વર્ગવાસી શેઠ ઉગરચંદ સાંકળચંદ કે જેઓ સં. ૧૯૬૭ ના વૈશાખ સુદ ૪ ને દીને ૬૨ વર્ષની વૃદ્ધ વયે સ્વર્ગસ્થ થયા છે તેમના સ્મરણાર્થે તેમના પુત્ર સોમચંદભાઇ તરફથી "દિગંબર જૈન" પત્રના ગ્રાહકોને છઠ્ઠા વર્ષની એક ભેટ તરીકે આપવા માટે પ્રકટ કરાવવાની જે પહેલ કરવામાં આવી છે તે અતિ આવકારદાયક, ધન્યવાદરૂપ અને બીજા ભાઇઓને અનુકરણીય છે. જો અમારા ગુજરાતના ભાઇઓ મૃત્યુના સ્મરણાર્થે આ મુજબ રૂા. ૫૦)–૧૦૦)–૨૦૦) કે એથી ઓછા વધારે શાસ્ત્રદાન માટે કાઢતા રહે, તો આ મુજબ અનેક પુસ્તકો અમો અનુવાદ કરીને ભેટ તરીકે પ્રકટ કરી શકીએ. આવી રીતે શાસ્ત્રદાન કરવાથી પુણ્ય, કીર્તિ, નામ અને દાન ચારેની પ્રાપ્તિ થઇ શકે છે, જેથી આ બાબત ઉપર લક્ષ આપવા સર્વે બંધુઓને નમ્ર સૂચના કરી આ ટુંક ઉપોદ્‌ઘાતથી વીરમીએ છીએ. તથાસ્તુ.

| વીર સંવત ૨૪૩૮<br>દ્વીતીય આષાડ વદ ૧<br>તા. ૩૦–૭–૧૨ | જૈન જાતિ સેવક.<br>**મુળચંદ કસનદાસ કાપડીઆ**<br>ઑ. સંપાદક, "દિગંબર જૈન"–સુરત |
| --- | --- |

॥ श्री वीतरागाय नमः ॥

# मनोरमा.

## प्रकरण १ लुं.

શીલ એ જગતમાં મહાન્ ગુણ છે; એ ગુણથી રહિત માણસને પશુ તુલ્ય ગણવામાં આવે છે. એવા પવિત્ર મહાગુણની કથા લખવા માટે પ્રથમ હું શ્રી જીનદેવ, કે જેની ઇંદ્ર વગેરે પણ સેવા કરે છે, અને જે ત્રણે લોકનું કલ્યાણ કરવાવાળા છે, તેમને **નમન** કરૂં છું. વળી પંચ પરમગુરૂને પણ વંદન કરીને શ્રી સરસ્વતિને પાય લાગું છું, કે જેથી જન્મ સફળ થઈ જાય છે.

આ **શીલ કથાનાં** શું વખાણ કરૂં? કેમકે જગતમાં શીલ સર્વથી મોટું છે, અને એના સમાન બીજું કાંઇ નથી. શીલથીજ જપ, તપ, વ્રત, અને દાન સફળ થાય છે, અથવા બની શકે છે. શીલ વિના સઘળો વ્યવહાર જુઠો જાણવો. એવા શીલ રૂપી મહાગુણની પ્રતિજ્ઞા **મનોરમા** નામે સતીએ લીધી, તેમાંથી આ સર્વોત્તમ કથા ઉદ્ભવી છે,

તે ધ્યાન દઇ વાંચવાથી કે સાંભળવાથી તેનું યથાર્થ મહાત્મ્ય જણાશે, માટે સર્વ સજ્જનો! શીલવ્રત પાળો, કેમકે આ જગતનો સાર શીલવ્રતજ છે. મનોરમા કોણ હતી? અને તેણે શી રીતે શીલની પ્રતિજ્ઞા લીધી તથા પાળી, તે હવે પછી ઉત્તરોત્તર જાણવામાં આવશે.

પૃથ્વિમાં જમ્બુદ્વીપ એ ઉત્તમદ્વીપ છે, જેનો વિસ્તાર પણ લાખ યોજન છે, અને તેની વચ્ચે સુદર્શનમેરૂ આવેલો છે, આ પર્વત જગતમાં સર્વોત્તમ છે, તેની શોભા કંઇ ઓરજ છે. એની દક્ષિણે ભરત ક્ષેત્ર એટલે આપણો ભરતખંડ આવેલો છે. વળી ભરતખંડમાં કોશળ નામે સુંદર દેશ છે, અને તેમાં વિજયન્તી નામે ઇંદ્રપુરી જેવી સુંદર નગરી આવેલી હતી. આ નગરીનો મહિમા અને શોભા સ્વર્ગને પણ શરમાવે તેવો હતો. આ નગરીને બાર તો કોટ હતા અને આ નગર અતિશય સુખકારક હતું. વળી નગરજનોના આનંદને માટે રમણીય બાગ બગીચા, ઠેક ઠેકાણે સુંદર પુષ્પવાળાં ફુલ ઝાડો, અને ફળફળાદિથી વિભુષિત થયેલાં, નવનવીન રંગબેરંગી વૃક્ષોથી દેદીપ્યમાન થયેલા હતા, અને તેની અંદર શહેરના આનંદી લોકો તરેહવાર વસ્ત્રાભુષણથી વિભુષિત થઇ નિર્દોષ આનંદ લેવા આવતા હતા. વળી તે શહેર પૈસે ટકે સંપૂર્ણ હોવાથી તે શહેરનું બજાર સોના રૂપાથી ભરપુર હતું, અને હીરા રત્નથીજ વ્યવહાર ચાલતો હતો, જેમાં બધી જાતના લોકો રહેતા, અને પોતપોતાની યોગ્યતા પ્રમાણે સર્વે સુખી હતા. કોઇની વચ્ચે કુસંપનું તો નામજ નહોતું. અને આ શહેરના લોકો સર્વ

રોગો જેવા કે દુકાળ વગેરે દુઃખથી મુક્ત હતા; તે નગરીનો **રાજા પદમસેન** નામે હતો. અને તેને ઘેર **કંચન-માળા** નામે સુંદર ગુણવાન સ્ત્રી હતી. રાજા પદમસેન સંપૂર્ણ ન્યાયી હતો, અને શત્રુ કે ગુનેહગારને સંપૂર્ણ શિક્ષા કરતો, સાધર્મી માણસોની સાથે સારી પ્રીતિ રાખતો અને ન્યાય નિતીથી દરરોજ રાજ્ય ચલાવતો હતો. હવે આ રાજ્યમાં કોઈ દુઃખી નહોતું અને રાજા પ્રજા વચ્ચે પૂર્ણ ઐક્તા હતી.

હવે આ નગરમાં **મહીપાળ** નામે **નગરશેઠ** રહેતા હતા, તેના પૂર્વ પુન્યના ઉદયથી તેને ઘણી લક્ષ્મી હતી, જેને ઘેર ધ્વજા નિશાન ફરકતાં હતાં અને આ શેઠ આ ગામમાં કરોડાધિપતિ ગણાતા હતા અને રાજ્યમાં પણ એમનું ઘણું માન હતું. **પુન્યથી શું શું ન હોય ?** કેમકે પુન્ય સમાન બીજું કાંઈ પવિત્ર નથી, અને આ જગતનું સઘળું સુખ પૂર્વનાં પુણ્યથી મળી શકે છે. તો એવું સમજીને દરેક બુદ્ધિવાન મનુષ્યે પુન્ય કરવું જોઇએ, જેથી ધન અને જ્ઞાન દિન પ્રતિદિન અધિકાધિક વધ્યા કરે. જો વધારે સુખની ઇચ્છા કરતા હો, અને સઘળાં મન ગમતાં સુખ જોઇતાં હોય, તો દરરોજ પુન્ય કરવા તૈયાર થાઓ અને ધર્મ કરો. એક કવિએ કહ્યું છે કે–

**पुन्य हों सब व्याधिको, काटत जमकी-फांस;**
**तातें सब नरनारि हो, कीजे पुन्य सुवास.**

**અર્થ**:–પુન્ય સઘળાં દુઃખને હરે છે, અને જમના

બીક પણ કાપે છે, તો હે સર્વ નરનારિઓ ! સુંદર પુન્ય કરો. આવાં મહાન પુણ્યોદયને લીધે મહીપાળને ઘેર કમલાનો વાસ હતો, અને તેને ઘેર વનમાળા નામે મનોહર સ્ત્રી હતી, તે પૂર્ણ ગુણવાન અને શીલવાન હતી, તેને પેટે શુભ સમયે ગર્ભ રહ્યો, અને યોગ્ય વિધિથી ગર્ભનું સંપૂર્ણ રક્ષણ કરવામાં આવ્યું, પછી નવ માસ આનંદથી વ્યતિત્ થયે શેઠાણીને સુંદર રૂપવાન પુત્ર જનમ્યો. અને દેવ જેવું રૂપ હોવાથી જાણે સાક્ષાત્ દેવતાનોજ અવતાર કેમ થયો હોય, એવું જણાતું હતું.

પુત્ર પ્રસવ થયો કે તરતજ શેઠને વધાઇ કહેવરાવી. શેઠે તે સાંભળી ઘણાજ આનંદ સાથે ઘણો ખરચ કર્યો. યાચક લોકોને દાન દઈ રાજી કર્યા, અને સ્વજનને પોતાને ઘેર બોલાવી ઘણું સન્માન કરી મીઠાઈઓ વહેંચી. જીનભુવનમાં સુંદર પૂજા રચાવી વિધિપૂર્વક દ્રવ્ય ચઢાવી આનંદથી ભાવપૂર્વક જીનેશ્વર ભગવાનની ભક્તિ કરી; સઘળી સ્ત્રીઓએ અધિક અધિક આનંદ વધારીને મંગળ ગીતો ગાયાં અને ઘેરઘેરથી વધાવા આવ્યા, એ પ્રમાણે આખા ગામમાં એક મોટો ઉત્સવ મનાયો. પછી સઘળાઓને એકઠા કરી શેઠે એક મીજલસ કરી, અને તેમાં એક પંડિત બોલાવ્યો અને પંડિતના કહેવા પ્રમાણે તેમનું નામ સુખાનંદ પાડયું.

હવે સુખાનંદ કુમાર દિવસે દિવસે મોટો થવા માંડયો અને બીજનો ચંદ્રમા જેમ શુકલપક્ષમાં અધિક અધિક તેજવાન થાય છે અને વૃદ્ધિ પામે છે, તેમજ

વધવા લાગ્યો અને એમ વૃદ્ધિ પામતાં જ્યારે કુમાર પાંચ વરસનો થયો, એટલે વિદ્વાન અને ગુણવાન ગુરૂ પાસે તેને ભણવા મોકલ્યો. ગુરૂએ તેને વ્યાકરણ, કાવ્ય, અને અલં-કાર શાસ્ત્રમાં પ્રવિણ કર્યો, અને સુખાનંદ કુમાર પણ ભણવામાં એવો ચતુર અને હોંશીયાર હતો કે ગુરૂનું કહેલું એકદમ સમજી જતો અને પોતાની ઇચ્છાથી ભણ-વાની જીજ્ઞાસા રાખતો, જેથી ભાષા શાસ્ત્રમાં પ્રવિણ થયો તે સાથે ગણિત વિષયમાં પણ ઘણો પારાંગત થયો, અને પોતાની બુદ્ધિથી ગુરૂની ઘણી મહેરબાની મેળવી, તેથી ગુરૂએ પણ થોડી મુદતમાં સઘળી વિદ્યા શીખવી દીધી. આ પ્રમાણે પૂર્ણ વિદ્યા મેળવી તે પોતાને ઘેર પિતા પાસે આવ્યો અને શેઠ પણ તેની વિદ્યાની હકીકત સાંભળી ઘણા ખુશી થયા.

સુખાનંદની વાત આટલે સુધી જણાવ્યા પછી બીજી હકીકત જણાવવી જરૂરની છે, જે સાંભળવાથી, વાંચવાથી ભ્રમ નાશ પામશે, માટે પ્રિય વાંચનાર ! વગર વિલંબે મારી પાછળ ચાલ્યો આવ.

## प्रकरण २ जुं.

વિત્ર એવી પશ્ચિમ દિશામાં ઉજેયીની નગરી છે, તે નગર સર્વ પ્રકારે અને સઘ-ળી તરફથી સુંદર છે, અને વળી પુરાણું છે. આ નગરી માળવા દેશમાં આવેલી છે, જેથી તેની શોભા એવી હતી કે તેને

અમરાપુરી કહીએ તો ચાલે. તેનો બાર જોજનનો તો વિસ્તાર હતો. તેની ઉંચી ઉંચી હવેલીઓ જાણે ગગન સાથે વાતો કરતી હોય તેવી જણાતી હતી. નગરની વસ્તી પણ ખીચોખીચ ભરેલી હતી, અને તેના બજારો ઘણા પહોળા છતાં માણસો અને ગાડીઘોડાની દોડાદોડમાં ભાગ્યેજ દરરોજ એકાદ અકસ્માત થયા વિના રહેતો. ગામમાં કોઇ ગરીબ નહોતું, અને સ્વર્ગનાં સઘળાં સુખો તેઓ અહિંજ ભોગવતાં હતાં.

આ નગરમાં મહિદત્ત નામે નગરશેઠ ઘણો વિખ્યાત રહેતો હતો, તેના પુર્વ પુન્યનાં ઉદયને લીધે તેને ઘેર લક્ષ્મીની રેલમ છેલ હતી, અને તેમને શ્રીમતી નામે સુંદર સ્ત્રી હતી; તે જેવી રૂપવાન હતી, તેવીજ શીલવતી પણ હતી; તેને પેટે એક સૌંદર્યવાન મનોરમા નામે પુત્રી અવતરી, જે વિવિધ કળાઓથી પ્રવીણ થઇ, અને દેવકન્યા પણ તેના રૂપથી ઝાંખી પડે એવું અનોપમ લાવણ્ય હોવાથી જાણે તે યક્ષ કુમારી કેમ હોય ! તેવી દેખાતી હતી. જ્યારે મનોરમા આઠ વરસની થઇ, ત્યારે તેને ગુરૂની પાસે ભણવા માટે મોકલી અને છ મહિનાની અંદર તો તે સર્વ વિદ્યામાં પ્રવીણ થઈ. પછી જ્યારે સોળ વર્ષની થઇ ત્યારે તેનું રૂપ અને યૌવન સંપૂર્ણ ખીલી રહ્યા અને તે તેના બાપના જાણવામાં આવતાં તેમને ચિંતા થઇ કે, આ દીકરી સંપૂર્ણ યુવાન થઇ છે, માટે એનો વિવાહ કરવો જોઇએ, પણ તે સાથે તેને એવો વિચાર થયો કે મારી દીકરી સંપૂર્ણ ગુણવાન અને સ્વરૂપવાન છે તો તેને યોગ્ય હોય

એવો દેવ સમાન કુંવર મળે, અને તે મારા જેવોજ ધનવાન હોય, તોજ આ કન્યા તેને પરણાવવી એવો તેણે મનમાં દૃઢ નિશ્ચય કર્યો.

ત્યાર પછી શેઠે અજમાયશ કરવાને માટે એક હાર ઘડાવ્યો અને તેમાં બાર કરોડ દિનાર જેટલું દ્રવ્ય બેઠું, આટલી મોટી કિંમતનો હાર ઘડાવવામાં તે શેઠનો હેતુ એવો હતો, કે જે માણસ મારા જેવો પૈસાવાળો હશે, તેજ આવી મોટી કિંમતના હારનું મૂલ્ય આપી વેચાતો લઇ શકશે, અને એવા દ્રવ્યવાન માણસનેજ મારી કન્યા હું પરણાવીશ. પછી એક વિદ્વાન બ્રાહ્મણને બોલાવ્યો, કે જે મહા વિદ્વાન અને બધી બાબતોમાં ચતુર હતો. તેને શેઠે કહ્યું કે"–આ મારી રત્ન સમાન સુંદર કન્યા છે તેનાં લગ્ન તેવાજ પુરૂષ સાથે કરવા છે, માટે તમે દેશ દેશમાં ફરી આ હાર સાથે રાખી તપાસ કરો. આ હારની કિંમત બાર કરોડ દિનાર છે, તો તેટલી કિંમત આપનાર જે શાહુકાર હોય, તેને ત્યાં જો પુત્ર હોય, તો તે સાથે મારી પુત્રીનો વિવાહ કરવો, એટલે જે માણસ મારા જેવોજ દ્રવ્યવાન હશે તે આ હારની આવી ભારે કિંમત આપી શકશે. માંટે તેવા માણસને શોધી આ હારની કિંમત આપવા તૈયાર થાય, એટલે તેની કિંમત લેવી નહિ, પણ તેના પુત્ર સાથે સગપણ કરી વરને આ હાર બક્ષિસ કરવો.

આ પ્રમાંણે બ્રાહ્મણને સમજાવી તેને રસ્તા ખરચ માટે જોઇએ તે કરતાં વધારે દ્રવ્ય આપ્યું, તેથી મહારાજ મનમાં હરખાતા હરખાતા શેઠને ધીરજ અને ખાત્રી આપી

તથા શેઠનો હુકમ માન્ય કરી દેશાવરમાં ફરવા માટે નીકળી પડયો.

બ્રાહ્મણ શહેરેશહેર અને ગામેગામ તપાસ કરી દ્રવ્યવાન માણસો માટે જ્યાં જ્યાં સાંભળ્યું ત્યાં ગયો, કેટલાકે હાર જોયો, પણ તેની કિંમતજ કરી શકયા નહિ, કેટલાકે આશરા પડતી કિંમત કરી, પણ તેટલી આપવાની શકિત નથી એમ કહ્યું; આથી જેમ જેમ દિવસ થતા ગયા, તેમ તેમ બ્રાહ્મણ મુંઝાવા લાગ્યો, અને નિરાશ થવા લાગ્યો, કે જો આવો શાહુકાર નહિ મળે, તો મારે શેઠ પાસે શું મોહું બતાવવું ? એમ કરતાં કરતાં છ માસ તો નીકળી ગયા, અને ત્યાર બાદ કૌશળ દેશમાં આવેલી વિજયન્તી નગરીમાં આવી પહોંચ્યો. વિપ્રે નગરીની શોભા જોઇ, તો ઠેકઠેકાણે સ્વર્ગનાં જેવું સુખ ભોગવતા લોકો જોવામાં આવ્યા. હીરા મોતીનાં ઘરેણાંથી સ્ત્રી પુરૂષો શોભતાં હતાં. કોઇ કોઇ જગાએ માણેક અને મોતી ઝળકતાં હતાં, તો કોઇ કોઇ સ્થળે સોના રૂપાના ભરપુર સ્થાનો હતાં, તે સઘળા ઉપરથી વિપ્રે વિચાર કર્યો કે આ નગર અલૌકિક દેખાય છે, માટે કદાચ મારૂં કામ અહિં થશે અને આવા ધનાઢય નગરમાં પણ જો આ હાર લઇ શકે તેવો ન હોય, તો પછી બીજે કોઇ સ્થળે પણ મળવાનો નથી, કેમકે આના કરતાં વધારે દ્રવ્યવાન શહેર આટલી મુસાફરીમાં મારા જોવામાં કે સાંભળવામાં પણ આવ્યું નથી, માટે આ શહેરમાં બરાબર બારિક તપાસ કરવી, અને ધીમે ધીમે તપાસ કરતાં કરતાં આખરે ધનપાલ શેઠની

ખ્યાતિ સાંભળી ફરતો ફરતો તેની દુકાને જઇ ચઢયો. આ શેઠની સમૃદ્ધિ જોતાંજ બ્રાહ્મણ અંજાઇ ગયો. ઘેર માણસોનો કાંઇ સુમાર નહોતો અને ઘરની શોભા રાજમહેલને પણ હઠાવે એવી હતી. આ શેઠની દુકાને જઇ બ્રાહ્મણે તેમને માન આપી પોતાની પાસેનો હાર બતાવ્યો કે આ હાર મારે વેચવો છે, તો આપ તેની કિંમત કરો અને પછી લેવા ઇચ્છા હોય તો તેટલા પૈસા આપો. હું ઘણી જગ્યાએ ફર્યો છું, પણ આ હારની કિંમત કરનાર કે આપનાર મને કોઇ મળ્યો નથી.

શેઠે બ્રાહ્મણની પાસે આવો કિંમતી હાર જોઇ મનમાં વિચાર કર્યો કે આવો મહાન મુલ્યવાન હાર આ બ્રાહ્મણની પાસે કયાંથી? હશે! પણ આપણે તો તેની ખરી કિંમત કહેવી જોઇએ. એમ વિચાર કરી બ્રાહ્મણને કહ્યું કે, " આ હારની કિંમત બાર કરોડ સોના મહોર છે. તમારે જો વેચવો હોય, તો બે ચાર ઘડી બેસો, એટલે આ હાર મારે ઘેર બતાવી આવું. અને તેમને પસંદ પડે તો રાખી લઉં." વિપ્રને શેઠના કહેવામાં કાંઇ શંકા આવી નહિ, તેથી કહ્યું કે–" બહુ સારૂં શેઠજી! ઘેર ખુશીથી બતાવી લાવો". એટલે ધનપાળ શેઠ હાર લઇ ઘેર ગયા, પણ શેઠે હાર જોયો, ત્યારથી તેની દાનત બગડી હતી. અને હાર પડાવી લેવાનાજ વિચારમાં હતા; પણ શેઠની સમૃદ્ધિ જોઇને આ બ્રાહ્મણને કાંઇપણ શંકા પડી નહોતી.

દૈવની ગતિ પ્રબળ છે! માણસ ધારે છે કાંઇ અને કર્મ કરે છે કાંઈ! જે થવાનું હોય છે, તેજ થાય છે, તેમાં

કોઇનું ડહાપણ ચાલતું નથી. મોટા મોટા મહાપુરૂષોને પણ ભાવીએ ભુલાવ્યા છે. "વિનાશકાળે વિપરીત બુદ્ધિ" થાય છે, તેને અટકાવવા કોઇ સમર્થ નથી, તે પ્રમાણે શેઠ ધનપાળની દશા માઠી થવાની હતી તેથી તેની બુદ્ધિ બગડી, અને તેનું પરિણામ શું આવ્યું, તે હવે જોઇએ. ધનપાળ શેઠ હાર લઈ ઘેર આવ્યા અને પોતાની સ્ત્રીને ખાનગીમાં બોલાવી હાર બતાવ્યો, અને તેની કિંમત કહી. છેવટે તેણે પોતાની સ્ત્રીને કહ્યું કે આપણા કર્મ સંજોગે આ હાર આપણી પાસે આવ્યો છે, માટે જાણે વિધાતાએ આપણા ઉપર કૃપા કરી હોય, તેમ દેખાય છે તો આ હારને ઘરમાં ગુપ્ત રીતે મૂકી દે, કેમકે એ ગમાર બ્રાહ્મણને હારની કિંમતની કે તેના મોતીની જરાપણ ખબર નથી, માટે સાચા મોતીનો આ હાર તારી પાસે રાખ, અને ખોટો હાર મને આપ, એટલે હું તે બ્રાહ્મણને આપીશ અને કહીશ કે અમારે તારો હાર જોઇતો નથી, એટલે તે પોતાનોજ હાર છે એમ જાણી ચાલ્યો જશે, અને આપણને આ અમુલ્ય કિંમતનો હાર મફતમાં રહી જશે.

દુનિયામાં એમ કહેવાય છે કે-" સ્ત્રીની બુદ્ધિ પગની પાનીએ હોય છે." પણ કેટલીકવાર સ્ત્રીઓ પુરૂષને પણ શીખામણ દે છે, તેજ પ્રમાણે શેઠાણીએ આ અમુલ્ય હારમાં ન મોહાતાં તેના પરિણામનો વિચાર કરીને શેઠને કહ્યું --" પ્રિય પતિ, આ તમને શું સુઝયું !? આપણને શી ખોટ છે ? દેશ વિદેશમાં આપણી કેવી આબરૂ છે, આપણે મોંઢે બોલીએ તે પણ પ્રમાણ ગણાય છે, અને

રાજ્યદરબારમાં પણ આપણી મોટી શાખ છે, તે સઘળા ઉપર આજે તમે પાણી ફેરવવા બેઠા છો? આવી રીતે વિશ્વાસઘાત કરી હાર પચાવી પાડવાથી શું પૈસાદાર થઈ જવાશે? દુનિયામાં કોઇ અનીતિના કે હરામના પૈસા લઈ ધનવાન થતું નથી. કહ્યું છે કે—

**अनर्हिते प्राप्ते लक्ष्मी दश वर्षाणि तिष्ठति ।**

**प्राप्ते एकादशे वर्षे समूलं तु बिनश्यते ॥**

अर्थः—અણહકની લક્ષ્મી વધારેમાં વધારે દશ વરસ રહે છે, પણ અગ્યારમે વરસે તો મૂળ સહિત નાશ પામે છે, એટલે બીજી હોય તે પણ ચાલી જાય છે; તો આવી અનીતિ જો રાજાના પણ જાણવામાં આવશે, તો મોટી ફજેતી થશે, અને **પાપ કદી છાનું રહેતું નથી.** અને દેશ વિદેશમાં મોટો અપજશ થશે. પરધનથી કાંઇ ધન વધતું નથી. તે તો ભાગ્યમાં હોય તેટલુંજ મળે છે, માટે આ મારી વાત માનીને બ્રાહ્મણને તેનોજ અસલ હાર પાછો આપો, પણ આ વાત શેઠને કડવી ઝેર જેવી લાગી અને શેઠાણીને ધિક્કારી કાઢી; ત્યારે શેઠાણીએ બે હાથ જોડી નમ્રતાથી કહ્યું–"આજ મારી જમણી આંખ ફરકે છે, અને મને અપશુકન થાય છે, તો જરૂર કાંઇ વિપરીત થવા બેઠું છે. આવી મોટી કિંમતનો હાર છાનો રહે નહિં. વાસીંદામાં સાંબેલું ગેપ જાય નહિ, તેમ આ કરોડોની કિંમતનો હાર રાખી તેને બદલે કેવળ ખોટો હાર આપવો એ તમારી અતિ અનીતિ એક ઘડી પણ ચાલશે નહિં.

આ પ્રમાણે અનેક રીતે તે સુજ્ઞ સ્ત્રીએ પોતાના ધણીને સમજાવ્યો, પણ "વિનાશકાળે વિપરીત બુદ્ધિ" થયેલી હોવાથી તેની તેને જરાપણ અસર થઇ નહિ. અને પોતાની સ્ત્રીને ઉલટો ધમકાવીને બોલ્યો-"તું ગમે તેવી પણ અબલાજ તો! તારાથી હિંમતનું કામ કદી થઈ શકેજ નહિ. અબળામાં આઠ અવગુણ તો હમેશાંજ રહે છે; કોઈપણ જાતનો મરમ તે સમજેજ નહિ."

છેવટે તે સ્ત્રીએ ગદ્‌ગદ્ કંઠે નમ્રતાથી કહ્યું-"હે પતિપ્રભુ! જો તમે તમારી હઠ મૂકતા નથી, તો તેમાં મારૂં કાંઇ ચાલતું નથી, પણ તમને છેવટનાં વચન કહું છું કે આ મારાં વચન તમે યાદ કરશો, અને ત્યારેજ મનમાં વિચારશો અને પસ્તાશો. કંચન અને કામીનિનો પ્રસંગ આવે, પણ તુચ્છકારે કે તેમાં ન ફસાય, એવા પુરૂષો આ જગતમાં વિરલાજ છે! તે કુળવાન સ્ત્રીએ પોતાનાથી બન્યું તેટલું કહ્યું તોપણ અંતે તે કુબુદ્ધિ સમજ્યોજ નહિ. ધનપાળ શેઠે મણિમય હાર જે વિપ્રનો હતો, તે ઘરમાં છુપાવ્યો, અને તેના જેવોજ બીજો જુઠો હાર હતો, તે હાથમાં લઇ વિપ્રની પાસે ગયો અને "ઉલટો ચોર કોટવાળને ડંડે," તેમ શેઠે તેને કહ્યું—"અરે! તું તો મોટો ઠગ છે, અને દુનિયામાં ધૂતવા માટે ફરતો જણાય છે. જે હારની માત્ર પાંચ દિનાર કિંમત છે, તેને બદલે બાર કરોડ દિનાર જણાવે છે. તારી પાસે બાર કરોડ દિનારની કિંમતનો હાર હોયજ શાનો? માટે જા, હવે જલદી ચાલ્યો જા; અને નહિતો ભૂપાળને જણાવીશ, તો તને સંપૂર્ણ શિક્ષા કરશે, પણ મને તારા જેવા પરદેશી-

ની દયા આવે છે, તેથી છોડી મૂકું છું, પણ હવે બીજે કોઇ સ્થળે તું આવું કહીશ નહિ. શેઠનાં આવાં વચન સાંભળી બ્રાહ્મણ તો સ્તબ્ધજ બની ગયો અને મનમાં વિચારવા લાગ્યો કે કોની સગાઈ અને કોનો વિવાહ ! અહિં તો ઉલટું મરણ ઉભું થયું, એમ વિચારતો વિચારતો બજારમાં પહોંચ્યો અને મોટા સાદથી પોકારવા લાગ્યો, પણ તેનું કોઇએ સાંભળ્યું નહિ. જગત્‌માં એવીજ રીત છે, કે લક્ષ્મીવાન પુરૂષને કોઇ ચોર કહેતું નથી, તેના અવગુણ ગવાતા નથી, પણ નિર્ધનનેજ જગતમાં ચોર ગણે છે. વિપ્ર મોટા સાદથી કહેતો હતો કે ધનપાળ શેઠે મારો બાર કરોડ દિનારનો હાર રાખી લઇ આ ખોટો હાર આપ્યો છે, પણ સર્વ લોકો કહેવા લાગ્યા કે હવે જા, જા. અમારા ધનપાલ શેઠને ત્યાં પૈસાની ખોટ છે, કે તારો હાર લીધો ? બ્રાહ્મણે તો ભર બજારમાં મોટો શોરબકોર કર્યા કીધો, ખાનપાનનો પણ ત્યાગ કર્યો અને ફરતાં ફરતાં રાજ્ય દરબારમાં પહોંચ્યો. ત્યાં રાજાની સમીપ બે હાથ જોડી ઉભો રહ્યો, અને રડતો રડતો બોલ્યો–"હે ! મહારાજ! મારી અરજ કૃપા કરીને સાંભળો."

રાજાએ કહ્યું કે તારે શું કહેવાનું છે તે બેધડક કહે, ત્યારે વિપ્ર બોલ્યો કે–આપના નગરમાં ધનપાલ શેઠ રહે છે તે સઘળા ઠગનો શિરોમણી છે. મારો મણિમય હાર છુપાવી રાખી આ જૂઠા મોતીનો હાર મને આપ્યો છે, માટે હે મહારાજ, ! હું પરદેશી છું, વળી મારી પાસે જે હાર હતો તે પણ પારકો છે, એટલે તે હાર વગર

મારાથી પાછા શી રીતે જવાય ? માટે મને ન્યાય આપો, નહિ તો હું આપની સમક્ષ મારો પ્રાણ તજીશ. હું ગરીબ છું, તેથી જૂઠો છું, અને ધનપાલ શેઠ પૈસાદાર છે, માટે સાચો છે; આવો મોટો અન્યાય આપ જેવા ન્યાય શિરોમણી કરશે નહિ એવો મને વિશ્વાસ છે, વળી મારો સાક્ષી કોઇ નથી. ! !

આવી હકીકત સાંભળી રાજાએ શહેરમાં ઢાંઢી પીટાવી અને જાહેર કર્યું કે—"વેપારી, શાહુ, અને બીજા સર્વ અધિકારી વર્ગે એકદમ દરબારમાં આવવું. પછી રાજાએ ધનપાલ શેઠને બોલાવવાનો પણ હુકમ કર્યો. થોડીવારમાં તો આખા નગરમાં આ વાત ફેલાઈ ગઈ, અને લોકો તરેહ તરેહની ચર્ચા કરવા લાગ્યા. વળી દરબારમાં શું થાય છે તે જાણવા સર્વ નગર લોકે કચેરીમાં આવવા માંડ્યું. મંત્રી, પ્રધાન, શેઠ શાહુકારો અને અમલદાર વર્ગથી સભા ભરાઇ ગઇ, અને ન્યાય પરાયણ સુનૃપતિ સિંહાસને બિરાજ્યા, અને ધનપાલ શેઠ પણ સભામાં હાજર થયો.

પછી રાજાએ મંત્રી પ્રત્યે કહ્યું—"આ વિદેશી વિપ્ર આપણી પાસે એવી ફરિયાદ કરે છે કે મારો હાર ધનપાળ શેઠે રાખી લીધો છે, અને મારો સાક્ષી પણ કોઇ નથી માટે તમે એવો ન્યાય આપો કે મને જરાપણ અપયશ મળે નહિ, અને ગમે તેમ કરી ખરી વાત શોધી કાઢો."

મંત્રીએ રાજાને નમ્રતાથી કહ્યું—"હે કૃપા નિધાન ! આ બાબતનો ન્યાય કરવો બહુજ મુશ્કેલ છે કેમકે આ બાબતમાં કોઇ

પણ **સાક્ષી નથી**, તેથી જો શેઠને ચોર ગણીએ, તો આખું નગર અન્યાય ગણશે. અને સર્વ ઝવેરીઓને ઘણું દુઃખ થશે. વળી વિપ્રને ચોર ગણીએ, તો તે તુરત મરશે, એટલે આ ગૂઢ ન્યાય મારાથી બની શકશે નહિ. ત્યારે રાજા બોલ્યા કે આપણા નગરમાં અન્ય કોઇ આ ન્યાય કરી શકે તેવો છે? તે સાંભળી મંત્રીએ હાથ જોડીને કહ્યું કે આપણા નગરમાં **મહીપાળ** નામે કરોડાધિપતિ શેઠ રહે છે, અને જે આ સભામાં બેઠેલા છે તેમનો પુત્ર **સુખાનંદ** કુમાર જે અહિં આવેલો નથી, તે મહા બુદ્ધિશાળી, ચતુર, અને ન્યાય નિપુણ છે, તે આ ન્યાય કરી શકશે.

આ સાંભળી રાજાએ કહ્યું કે એને કચેરીમાં બોલાવો, એટલે મહીપાળે હાથ જોડીને કહ્યું કે મહારાજ, એ આદર વિના કોઇપણ સ્થળે જતો નથી, એવો તેણે નિશ્ચય કર્યો છે, ત્યારે રાજાએ કહ્યું કે એવા બુદ્ધિશાળીને જરૂર માન આપવું જોઇએ; માટે જાઓ તેને માનપાન સાથે લાવો. તેથી સુખપાલ (પાલખી) અને સવાર સાથે કેટલાક યોદ્ધાઓ મોકલ્યા, તેઓ જ્યાં સુખાનંદ કુમાર હતો ત્યાં ગયા અને જુએ છે તો જાણે બીજી રાજસભા હોય તેવો ઠાઠમાઠ દીઠો. પછી હાથ જોડીને નોકર બોલ્યો.–"કુંવરજી, આપને ભરસભામાં મહાજશ્રીએ યાદ કીધા છે, તો આ સાથે સુખપાલ પણ મોકલી છે, માટે કૃપા કરી હમણાંજ દરબારમાં પધારો, કમકે રાજા સાથે આખી સભા આપની રાહ જોઇ બેઠી છે.

આ સાંભળી સુખાનન્દે કિંકરને પુછયું કે–"પણ મારૂં શું કામ છે, અને સભા શા માટે બોલાવી છે, તે તો જણાવ.

ત્યારે પેલા વિપ્રના હાર સંબંધી સર્વ વૃત્તાંત તે નોકરે જણાવ્યું, અને કહ્યું કે આપના સિવાય આ બાબત કોઇ તેનો ન્યાય કરી શકે તેમ નથી.

કુમારે કહ્યું કે ઠીક છે, પણ બે ચાર ઘડી ખમો, અને પછી દરબારમાં જઈશું, એમ કહી એ લોકોને ત્યાંજ બેસાડી પોતે મેહેલમાં ગયો. અને એક ચાલાક દાસીને બોલાવીને કહ્યું કે–"તું હમણાંને હમણાં ધનપાળ શેઠને ઘેર જા અને ત્યાં જઇ કહે કે ધનપાળ શેઠે મને મોકલી છે, અને વિપ્રનો જે હાર છે, તે મંગાવ્યો છે."

તે પ્રમાણે દાસી ધનપાલ શેઠને ઘેર ગઈ, અને ત્યાં જઈ કહ્યું કે"–મને શેઠે મોકલી છે, અને તમને કહેવાડયું છે કે વિપ્રનો હાર જે ઘરમાં પડયો છે તે મને આપો, કેમકે વિપ્રે રાજા સન્મુખ ફરિયાદ કરી છે, અને હાર રાખી શકાય તેમ નથી, માટે તેને પાછો આપી દેવો છે, તો એક ક્ષણની પણ ઢીલ કર્યા વગર તે હાર મને આપો કે હું શેઠને આપી દઉં, જેથી તમામ આબરૂ કાયમ રહે. હજી બચવાનો વખત છે, તેથી શેઠે મને મોકલી છે. એ સાંભળી તે ભોળી સ્ત્રી સુભાવથી બોલી કે મારૂં કહ્યું માન્યું નહિ, અને આ મોટી ફજેતી કરાવી; પણ તે હાર શેઠે મુકયો છે, તેથી તેના વિના મળી શકે તેમ નથી, માટે શેઠ પોતે આવી લઇ જાય. મને તે આપવાનો અધિકાર નથી, માટે શેઠને બોલાવી લાવ, એટલે તે હાર તેઓ લઇ જશે.

આ પ્રમાણે દાસીની ખાત્રી થઈ કે વિપ્રનો હાર શેઠે ઘરમાં રાખ્યો છે, પણ શેઠ આવીને લઇ જાય; એવું તેમનું

કહેવું છે, તેજ પ્રમાણે દાસીએ સઘળી વાત કુંવરને નિવેદન કરી. કુંવર જે મહા વિચક્ષણ હતો, તે સમજી ગયો કે બ્રાહ્મણનો હાર શેઠે રાખી લેવા ઇચ્છયું હશે, ત્યારે શેઠાણી-એ ના પાડી સમજાવ્યો હશે, પણ તેણે પોતાની મેળે રાખી લીધો છે. આટલી બાતમી મેળવી, તે પાલખીમાં બેઠો અને થોડીવારમાં રાજાના દરબારમાં પહોંચ્યો. તેનો આવવાનો ઠાઠ-માઠ, રૂપ, લાવણ્ય વગેરેથી સભાજનોના મનમાં એમજ આવ્યું કે—આ કોઇ દેવકુમાર આવ્યો. એકદમ આખી સભા ઉભી થઇ, અને રાજાએ પણ યોગ્ય સન્માન કર્યું. ભાગ્યની અપાર લીલા છે! વળી પુણ્યવાન પુરૂષ જ્યાં જ્યાં જાય, ત્યાં ત્યાં તેને માનજ મળે છે, પુણ્યથીજ લક્ષ્મી અને વિદ્યા પણ મળે છે. રૂપ ગુણ સુખ સંપત્તિ પણ પુણ્યનુંજ પરિણામ છે, માટે આ જગતમાં પુણ્ય મોટું છે, અને જગતની સર્વ વસ્તુઓ તેને આધિન છે, તો દરેક માણસે પુણ્યનેજ સેવવું જોઇએ. કુંવર સુખાનંદને જોતાંજ રાજાજીની ખાત્રી થઇ કે જરૂર આ મારા શહેરમાં કોઇ બુદ્ધિવાન પુરૂષ વસે છે, તેથી ઘણી પ્રીતિ સાથે કુંવરને કહ્યું કે—હે કુંવર! તું મહા ભાગ્યશાળી છે; અને તારા જેવો બુદ્ધિવાન પુરૂષ મારી પ્રજા છે, તેથી હું પણ મને ભાગ્યવાન ગણું છું. તારૂં આગમન જાણી હું ઘણો સુખી છું, અને મને ખાત્રી થાય છે કે તું મને આ અપયશમાંથી બચાવી શકીશ, કેમકે રાજાનો ધર્મ છે કે રાય રંકને સરખો ન્યાય આપવો. વળી આ માણસ તો પરદેશી છે, તેથી ભૂલથી પણ

આપણાથી અન્યાય થાય, તો એક તો આ બ્રાહ્મણ અહિંજ મરે તેમ છે અને વળી આપણી દેશ વિદેશમાં ગેરઆબરૂ થાય તે તો જુદી; માટે મને કોઈ ન્યાયઅંધ કહે નહિ, અને આખી સભાની ખાત્રી થાય, તેવો સ્પષ્ટ ન્યાય આ બાબતનો કરી આપ.

આ સાંભળી રાજાનો ઉપકાર માની કુંવર બોલ્યો મહારાજ ! મારૂં આપ જે માન વધારો છો, તે માત્ર આપની મારા ઉપરની પરમ કૃપાજ છે. એ માનને હું લાયક નથી. આપની સભામાં મારા કરતાં બીજા ઘણા ચતુર પુરૂષો છે, પણ જ્યારે મને તે કામ સોંપવા આપ નામદારની ઇચ્છા થઇ છે, તો હું મારાથી બનતું કરીશ.

પછી કુંવરે વિપ્રને અવળા સવળી હકીકત પુછીને શેઠને ઘેર ગયા પછી શું શું બન્યું તે સઘળું પુછી માહિતી મેળવી. એ હાર કોનો છે અને કેવી રીતે તારી પાસે આવ્યો તથા ધનપાલશેઠે પ્રથમ શું કહ્યું અને છેવટે શું કહ્યું, એ બધું પુછી લીધું. બ્રાહ્મણના અંતઃકરણના ખરા ઉદ્દગારોથી કુંવરની ખાત્રી થઇ કે—વિપ્ર સાચો છે; પણ તેની સ્પષ્ટ સાબીતિ સભામાં કરી બતાવવી જોઇએ, તેથી બ્રાહ્મણ પાસેથી ખોટો હાર લઇ કુંવર રાજા પ્રત્યે બોલ્યો— "આ હાર થોડીવાર હું મારી સાથે લઇ જાઉં છું. અને પછી તુરત દરબારમાં આવું છું, પણ મારી અરજ એ છે કે આ આખી સભા જેમની તેમ બેસે. હું પાછો આવું, ત્યાં સુધી સભામાંથી એક પણ આદમી ઉઠવા પામે નહિ. રાજાએ હુકમ કર્યો કે કોઇએ પણ સુખાનન્દ

પાછા આવતા સુધી સભાની બહાર જવું નહિ. પછી સુખાનન્દ પાછો સુખપાળમાં બેઠો અને પોતાના મહેલમાં પાછો ગયો અને પેલી દાસીને બોલાવી કહ્યું કે—"આ હાર લઇ ફરીથી તે શેઠને ઘેર જા અને કહે કે આ નિશાની મોકલી છે, અને શેઠ તો દરબારમાં બેઠા છે તે ઘેર આવી શકે તેમ નથી. મને તો ખાનગીમાં એમ કહ્યું છે કે શેઠાણીને કહેજો કે જો મારૂં જીવન ઇચ્છતા હો, તો હવે તુરત વિપ્રનો હાર મોકલી આપો, નહિ તો મને હમણાં શુળીએ ચઢાવશે, અને ઘરની સઘળી લક્ષ્મી પણ લૂંટી લેશે."

સ્ત્રી જાતિ અત્યંત કોમળ હોયછે. તે ઝાઝા દાવપેચ જાણતી નથી; ખરી વાત તેના માનવામાં જલદી આવે છે; તેથી શેઠાણી દાસીની વાત સાંભળીને કંપી ઉઠી, અને પેલો જુઠો હાર લઇ વિપ્રનો ખરો હાર દાસીને આપી દીધો.

મણિનો હાર અને તેનું ચકચકિત તેજ આંખને આંજી નાંખે તેવું હતું. તેની દરેક મણિ જોતની પેઠે ઝગમગ ઝગમગ થતી હતી, તે લઇ દાસી ઘેર ગઇ, અને કુંવર પાસે જઇ તે હાર સોંપ્યો. કુંવરે તે જોતાંજ તેની મહા મુલ્યવાન કિંમત જાણી લીધી, અને આવો અલોકીક હાર જોઈ શેઠ મોહ પામે, એમાં બહુ નવાઈ લાગી નહિ, પણ પોતાનું કાર્ય અતિ સહેલાઈથી પાર પડયું, તેથી તેને ઘણો હર્ષ થયો. પછી કુંવર એકદમ દરબારમાં ગયો અને રાજાના હાથમાં વિપ્રનો હાર ખાનગી રીતે આપીને જણાવ્યું કે—"ધનપાલ શેઠે બદદાનતથી હાર રાખી લીધો છે, તે મેં અમુક અમુક યુકિતઓથીં શોધ્યો છે, માટે વિપ્ર ખરો છે; તો આવા

ગુન્હેગારને શું શિક્ષા કરવી તે આપની ઇચ્છા ઉપર છે.

પછી નૃપતિએ ધનપાલ શેઠને પાસે બોલાવી સભા વચ્ચે પુછ્યું કે-"જે માણુસ આવી જાતની ઠગાઈ કરી કદાચ કોઇની મિલ્કત રાખી લે, તો તેને કેવી રીતે શિક્ષા કરવી જોઇએ?" ધનપાલ શેઠ હાર આવ્યાની વાત જાણતો નહિં હતો, તેથી કહ્યું કે આવી ઠગાઇ કરે, તો તેને સખ્ત દંડ કરવો જોઇએ અને વળી તેની સંપૂર્ણ ફજેતી કરાવવી, જેથી બીજા માણુસો પણ એવું દુષ્કૃત્ય કરતાં ડરે, માટે મુખ કાળું કરી ગધેડા ઉપર ચઢાવી આખા નગરમાં ફેરવી દેશપાર કરવો જોઇએ અને તેની સઘળી લક્ષ્મી લઈ લેવી જોઈએ.

જેને ઘરની કાંઈ ખબર નથી એવો ધનપાલ શેઠ, હું તો જાણે ખરોજ છું એમ બતાવવા મોંઢેથી ગમેતેમ બોલી ગયો. રાજાને તેના કહેવા કરતાં વધારે શિક્ષા કરવાની જરૂરજ જણાઇ નહિ. વળી અગ્નિમાં જેમ ઘી હોમાઈ વધારે ભડકો થાય તેમ રાજાને વધુ કોપ થયો હતો, તેથી તુરત ગધેડો મંગાવ્યો અને શેઠને ખરો હાર બતાવીને કહ્યું કે-"તેં બ્રાહ્મણનો હાર રાખી લઇ મારા રાજની આબરૂ લીધી છે, તેમ તું કાંઇ ગરીબ નિર્ધન માણુસ નથી, કે તારા ઉપર દયા કરાય. વળી હું તો તારા કહેવા પ્રમાણેજ ન્યાય કરૂં છું, તેથી જરાપણ વધારે શિક્ષા કરતો નથી, તે છતાં તારે આ બાબતમાં જે કાંઇ કહેવું હોય, તે કહે, કેમકે મારે તો ચોખ્ખો ન્યાય કરવો છે."

શેઠ આ હકીકત સાંભળતાંજ સ્તબ્ધ થઇ ગયો. શું બોલવું તેજ તેને સુજ્યું નહિ, અને નીચું જોઇ રહ્યો. રાજાએ તેને ગધેડા ઉપર સ્વાર કરાવી મુખ કાળું કરાવ્યું, અને આગળ ઢોલ વગડાવી આખા ગામમાં ફેરવવા હુકમ કર્યો, અને ઘરની સઘળી લક્ષ્મી લુંટી લેવરાવી દેશનિકાલ કીધો.

તે વખતે તેની સ્ત્રી બોલી કે,—"શેઠજી, કેમ, મારૂં કહ્યું માન્યું નહિ, અને પરધન રાખી લેવામાં મન લગાડયું, તો કેવું અનિષ્ટ ફળ મળ્યું? નશીબમાં જે લખ્યું હોય છે, તે અનાયાસે આવી મળ્યું છે અને મળે છે, પણ વિશ્વાસઘાત જેવું મહાપાપ બીજું નથી અને તેનું ફળ તુરત મળેછે! માટે આ ઉપરથી સર્વ મનુષ્યોએ વિચાર કરી મન દ્રઢ કરવું કે અનીતિથી મેળવેલો પૈસો દુખનુંજ કારણ છે.

સભા તો બરખાસ્ત થયેલી હતી. સુખાનન્દ કુમારને રાજાએ અમુલ્ય પોશાક અર્પણ કર્યો, અને વિપ્ર પણ રાત્રિનો સમય નિશ્ચીંત ગાળવાને પોતાને સ્થાને ગયો.

## प्रकरण ३ जुं.

તઃકાળ થયો છે, તે સમય કેવો સોહામણો છે! કમલિની સૂર્યપતિને પામી અત્યંત ફુલી રહી છે. શીલવતી કમલિનીની ચો તરફ કામી ભમરાઓ અત્યંત ગુંજાગુંજ કરી પ્રેમમાં વિક્ષેપ કરાવવા પ્રયત્ન

કરે છે, પણ કમલિની તો પોતાના સ્વામી સૂર્યને વિષેજ લીન હોવાથી ભ્રમરો તરફ આંખ સરખી પણ કરતી નથી, અને પોતાના પતિ સામે જોયા કરે છે. પક્ષીઓ મંગળ ગાન કરતાં જણાય છે; ઘાસ, પાન. ફુલ, વગેરે સર્વે ઝાકળ-રૂપી મોતીની માળા પહેરી આનંદમાં મગ્ન થઇ રહ્યાં છે. શીતળ ચંદ્ર, અને સુગન્ધી વાયુ પોતાની મંદમંદ લહેરીથી સર્વેને આનંદ આપે છે. ગુલાબ, મોગરો, જુઇ, ચંપેલી વગેરેનાં પુલો ખીલેલાં હોવાથી આંખને આનંદ આપે છે એમ કરતાં કરતાં લગભગ ત્રણ કલાક દિવસ ચઢી ગયો; અને વૈજયન્તી નગરના ઉદ્યોગી વેપારીઓ ન્હાઇ ધોઇ, દેવ દર્શન કરી, પોતાની દુકાન ઉઘાડીને બેઠા અને તેજ પ્રમાણે આપણા પૂર્વ પરિચિત્ શેઠ સુખાનંદ કુમાર અને તેના પિતા મહી-પાળ શેઠ પોતાનું નિત્ય કર્મ દેવ દર્શનાદી કરી, સ્વાધ્યાય, ગુરૂ ઉપાસનાથી નિશ્ચિંત થઇ અને ભોજન કરી પોતાની ઝવેરાતની દુકાન ઉપર આવીને બેઠા.

આ વખતે ઉજ્જૈની નગરનો પેલો વિપ્ર માણિકની માળા (હાર) લઇ શેઠની દુકાને આવ્યો. એટલે બંનેએ વિપ્રને પ્રણામ કરી યોગ્ય સ્થળે બેસાડયો.

સુખાનંદ કુમારની વિદ્યા, ન્યાય પરાયણતા, ચતુરાઇ અને ગુણોનો શાક્ષાત્ અનુભવ થવાથી બ્રાહ્મણ તો રાજ દરબારમાંજ મોહિત થયો હતો, તેથી સુખાનંદ કુમારને પહેરામણીમાં હાર આપવાનો વિચાર કરીને બ્રાહ્મણ તેજ દુકાને આવ્યો. કેટલીકવાર પરચુરણ વાતો થઇ, પછી બ્રાહ્મણે કહ્યું કે– "શેઠજી હું ગઇ કાલનો હાર લઇ આવ્યો છું.

આ નગરીમાં તેને લેવાવાળો આપના સિવાય બીજો કોઈ મને દેખાતો નથી."

મહિપાળઃ—"પંડિતજી ! કૃપા કરી એની કિંમત કહો. હું ખુશીથી લેવા તૈયાર છું."

બ્રાહ્મણઃ—"બાર કરોડ મહોરની આ માળા છે, અને એજ કિંમત મને કપટી ધનપાળે પણ કહી હતી. શેઠ મહીપાળે એ કિંમતનો સ્વીકાર કરી તુરત પોતાના ખજાનચીને બોલાવી હુકમ કર્યો કે–આ માળાની કિંમત પંડિત મહારાજ જે માંગે તે ચુકાવી આપો."

આ સાંભળી બ્રાહ્મણે હસીને કહ્યું—"મહાશય ! આ માળા વેચવાની નથી. કેવળ ગ્રાહક ઠરાવવાનોજ ઉદ્દેશ હતો, કારણ કે એ માળા માળવા દેશમાં આવેલી ઉજ-જૈની નગરીના શેઠ મહીપાળની છે. એ શેઠ એક ખાનદાન અને ઉચ્ચ કુળના જૈન છે. ઉજ્જૈનીમાં આ સમયે એમની ધ્વજા સર્વથી ઉંચે ફરકે છે અર્થાત્ માન આબરૂ અને ધન સંપત્તિમાં એના સમાન બીજો કોઇ નથી. એમણે આ માળા યોગ્ય વરની શોધ માટેજ તૈયાર કરાવી છે. નિસંશય એ બાબતમાં એમણે ઘણી બુદ્ધિ વાપરી છે, કારણકે જે માણસ ધનવાન અને લાયક હશે, તેજ એ માળા લેવાનું સાહસ કરી શકશે. એમને મનોરમા નામે એક પુત્રી છે, જે રૂપગુણમાં અતિશય છે. લજ્જા, શીલ સંતોષ વગેરે સર્વે ગુણો એ બાલીકામાં વિદ્યમાન છે. વિનય અને વિદ્યા બુદ્ધિમાં તો એ રમણી સમાજમાં અનુ-પમ છે, તેથી હું તે શેઠની તરફથી આપને સવિનય

નિવેદન કરૂં છું કે આપ આપના પુત્રનો એ કન્યાની સાથે વિવાહ કરો, અને એ માળા તિલક તરીકે સ્વિકારી લેવા કૃપા કરો.”

બ્રાહ્મણની વાત સાંભળી શેઠ મહિપાળે આનન્દથી ગદ્ ગદ્ થઈ સરળ હૃદયે પોતાના પુત્રનો તે કન્યા સાથે વિવાહ કરવા કબુલ કર્યું.

નગરમાં સર્વેને બોલાવવા માણસ મોકલ્યું. વાતની વાતમાં સર્વ સ્નેહી મંડળ, અને ન્યાતિના ગૃહસ્થો એકઠા થઈ ગયા અને ઘરમાં આનંદ, વધાઇ, તથા માનની શરૂઆત થઇ ગઇ. સર્વેને મીઠાઇઓ વહેંચી. જીન ભુવનમાં અષ્ટ દ્રવ્યથી અને નવધા ભક્તિથી પુજા કરી, અને સુપાત્રોને દાન આપ્યું. પંડિત તથા જ્યોતિષીની સલાહથી શુભ ઘડી તથા ઉત્તમ લગ્નમાં સુઆનન્દ કુમારને તિલક કર્યું અને વિપ્રને યોગ્ય દાન દક્ષિણા આપી વિદાય કર્યો.

બ્રાહ્મણ ઘણો ખુશી થતો થતો ઉજ્જની‌માં પહોંચ્યો; અને તેણે મંગલ સમાચાર શેઠ મહોદત્તજીને સંભળાવ્યા. શુભ મુહુર્તમાં મનોરમાની સગાઇ થઇ, વગેરે કહી ઘર વર સંબંધી વિગતવાર જણાવ્યું, અને તે સાંભળી શેઠને ઘેર પણ મોટો આનંદ થયો અને જીન પુજન તથા દાનાદિ શુભ કાર્ય કર્યું.

મનોરમા પણ પોતાના વિવાહની વાત સાંભળી હર્ષિત થઇ, અને તે પછી એક દિવસ મુનિરાજનાં દર્શને ગઇ, ત્યાં તેમને ત્રણ પ્રદક્ષિણા કરી મસ્તક નમાવી વિનયપૂર્વક હાથ જોડી જણાવ્યું કે—“ મહારાજ, મને કોઈ એવું

વ્રત આપો, કે જેથી મારો મનુષ્ય જન્મ સફળ થાય."

મુનિરાજ બોલ્યા-"તારા જેવી સ્ત્રીઓને ધન્ય છે કે જે પોતાની મેળે વ્રતની આકાંક્ષા કરે છે." તે પછી તેમણે મનોરમાને પાંચ અણુવ્રત, ૩ ગુણવ્રત, તથા ૪ શિક્ષાવ્રત, એ પ્રમાણે ગૃહસ્થનાં ૧૨ વ્રત સવિસ્તર સંભળાવ્યાં, અને તેનો મહિમા ક 'ા. મનોરમાએ તેનો સહર્ષ સ્વીકાર કર્યો; શ્રીમુનિરાજે એની યથોચિતવિધિ બતાવી મનોરમાને નિરતિચાર શીલવ્રત પાલન કરવાનો આદેશ આપ્યો, તેનો પણ તેણે હર્ષપૂર્વક સ્વીકાર કર્યો.

જેમ રાત્રિનું ભૂષણ ચન્દ્રમા, વીરનું ભૂષણ શસ્ત્ર, અને પુષ્પનું ભુષણ સુવાસ છે. તેમ નારીનું ભુષણ શીલવ્રત છે. જપ, તપ, સંયમ, નિયમ તથા ધર્મ એ સર્વે શીલવ્રત વિના નિર્મૂળ છે.

થોડા દિવસમાં વિવાહનો પ્રસંગ આવ્યો. અહિંથી લગ્ન લખી મોકલ્યાં, તે પ્રમાણે સુખાનન્દજીની જાન ઘણી ધામધુમથી વૈજયન્તી નગરીથી આવી. હાથી, ઘોડા, ઉંટ, રથ, પાલખી, તથા વિવિધ જાતનાં વાજીંત્રો, મૃદંગ, ભેરી, સરણાઈ આદિની ધામધુમથી નગરમાં આનંદ મંગળ થઇ રહ્યો. ઉજ્જૈની નગરીની બાહાર એક [illegible] જાનને ઉતારી. મહિપાળશેઠની તરફથી જાનૈયાઓની ભોજનાદિની ઉત્તમ વ્યવસ્થા થઇ. ભિન્ન ભિન્ન પ્રકારની [illegible]ઓ, અને વિવિધ સ્વાદિષ્ટવાન પકવાનોથી [illegible]નો આનંદમાં લવલીન થયા. ગામ લોકોએ પણ આ પ્રસંગમાં ઉત્સાહથી ભાગ લીધો. અને ઉજ્જૈની નગરી સ્વર્ગસમ દેદિપ્ય-

માન જણાવા લાગી. મોટી ધામધુમથી લગ્ન કાર્ય શરૂ કર્યું, કન્યાદાનમાં અનેક કિંમતી વસ્તુઓ આપવામાં આવી. શેઠ મહાદત્તજીએ પણ વિપ્રના કહેવા પ્રમાણે વરનું અનુપમ સૌંદર્ય અને ગુણો જોઇ તથા પોતાના કરતાં પણ અધિક લાયક સગા મળ્યા, તેથી બેહદ હર્ષ બતાવ્યો. ત્રણ દીવસ જાન રાખી ચોથે દિવસે વિદાય કરી અને વરને ગજમુક્તાની માળા, શાલ દુશાળા, કુંડળ તથા કડાં આદિ અનેક વસ્તુઓ પહેરામણીમાં આપી અને મહાદત્તજીએ પોતાની પુત્રીને જતી વખતે શિખામણ દીધી કે–"બેટી, હવે તું પારકી થઇ ગઇ ! તેથી હું તને આજે અગત્યનાં વચન કહું છું તે સાંભળ, અને તે તારા હૃદયમાં કોતરી રાખજે; જો કે તું ડાહી છે, અને મને ખાત્રી છે કે તને કશું કહેવાની જરૂર નથી, પણ મારો ધર્મ બજાવું છું કે–આપણા કુળ મર્યાદાનું હમેશાં ધ્યાન રાખવું. મોટાની વાતોમાં ઉત્તર આપવો નહિ. સાસુ સસરાની આજ્ઞામાં રહેવું, અને તારા પતિ એજ તારૂં જીવન છે, તો તેના સુખમાંજ તારૂં સુખ અને દુઃખમાં દુઃખ રહેલું છે; તે બધું લક્ષમાં રાખી જેમ આપણી આબરૂ વધે તેમ રહેવું; હવે રોજ રોજ અમે કહેવા આવવાના નથી, માટે વધારે શું કહીયે ? સુશીલા મનોરમાએ પોતાના બાપની શિખામણને હૃદયમાં ચોંટાડી દીધી.

એક બીજા વ્હેવાઇઓ મળી ભેટી છુટા પડયા અને જાન રસ્તે પડી. કેટલાક દિવસે વૈજયન્તી નગરીમાં પહોંચી અને મોટી ધામધુમથી વાજતે ગાજતે જાનને ગામમાં

તેડી ગયા. મહિપાળ શેઠ પહેલાં પોતાના કુંવર તથા તેની વહુને જીનાલયમાં દર્શન નિમિત્તે લઇ ગયા. ત્યાં શ્રીજીનરાજ ભગવાનની પુજા અષ્ટદ્રવ્યથી કરી, અને ત્યાંથી ઘેર આવતાં વિધિ પ્રમાણે વરકન્યાને માનપૂર્વક ઘેર તેડી ગયા. ગરીબ ગરબાંને અને ભિક્ષુકોને દાન આપ્યું. વિદ્યાશાળામાં મોટી મોટી રકમો આપી. ગરીબ ગુરબાના છોકરાઓને ભણાવવાનો અને ખાવાપીવાનો પણ આ પ્રસંગે બંદોબસ્ત કરી આપ્યો કેમકે મહીપાળ શેઠ સમજતા હતા, કે વિદ્યાદાન જેવું બીજું કોઇ દાન શ્રેષ્ઠ નથી. કેમકે વિદ્યાને પ્રતાપે અનેક પુરૂષો ધર્મની ઉન્નતિ કરે એવા ઉત્પન્ન થાય છે, તેથી વિદ્યાવૃદ્ધિને પરિણામે ધર્મની પણ વૃદ્ધિ થાય છે.

## प्रकरण ४ थुं.

મધ્ય રાત્રિનો સમય થઇ ગયો છે, ચંદ્રમા પોતાની પ્રિયતમા રજનિથી વિદાય થવાનો વિચાર કરે છે, બિચારી રજનિ પોતાના પ્રાણવલ્લભના વિયોગથી દુઃખી થતી જણાય છે. ગુપ્તચરોને પોતાનું કાર્ય સાધવાનો આ પ્રસંગ છે. આ વખતે સર્વ મનુષ્યો ભર નિદ્રામાં પડયાં છે, રાત્રીની સહુચરી કુમુદિની વારંવાર ચંદ્રનું ચિત્ત ધરે છે, અને ચંદ્ર પ્રત્યેના અઢળક પ્રેમને લીધે તેને પોતાના હ્રદય કમળમાં બન્ધ કરવાનો પ્રયત્ન કરે છે, પણ

કમળ દ્વાર બન્ધ કરવા છતાં ચાલાક ચંદ્રમા તેના હૃદયમાં કદી સપડાતો નથી. નગરમાં સંપૂર્ણ શાન્તિ પથરાઈ રહી છે. માત્ર કોઇ કોઇ દુઃખી મનુષ્યોજ આ સમયે અશાન્ત જણાય છે. કોઇ કોઇ સ્થળે કુતરાઓનો અવાજ અને ચોકીદારોનો સ્વર સંભળાય છે. કામી પુરૂષો ચોરની પેઠે આ સમયે ગુપચુપ ચાલતા અને પોતાની પાપી ધારણા ફલિભૂત કરવા ગલી કુંચીમાં ફરતા જણાય છે.

આ સમયે આપણે પણ એક ગુપ્ત સ્થળમાં જવાની જરૂર પડે છે. એ સ્થળ તે વૈજયન્તી નગરીનો ઝવેરી મહોલ્લો છે. શહેરનો જે સુશોભીત ભાગ તેજ આ મહોલો છે અને આખા શહેરનું સઘળું દ્રવ્ય પણ આ ભાગમાંજ છે. એ મહોલાને ચારેતરફ ત્રણ ત્રણ દરવાજા છે અને તેને ચંદનનાં કમાડ ચઢાવેલાં છે, તેવા એક દરવાજામાં થઇ આપણે એક મહેલમાં પ્રવેશ કરીએ.

આ મહેલના એક ભાગમાં સુંદર દિવાનખાનું આવેલું છે તેમાં હાંડી ઝુમ્મર વગેરેથી આ પ્રસંગે પણ ઝાકઝમાળ થઇ રહ્યું છે. મધ્ય ભાગે એક સુંદર પલંગ બિછાવેલો છે, તેને મખમલનું ગાદલું અને રેશમી ચાદર પાથરી છે, તે ઉપર એક નવયૌવન સુંદરી અને તેના યોગ્ય એક યુવાન પુરૂષ સુખમાં અને સર્વ આધિ વ્યાધિ, ઉપાધિથી મુક્ત હોય, એવી શાન્ત નિદ્રા લે છે, અને જાણે આ જગતનું સર્વોત્તમ સુખ તેમને હોય, એવું જણાતું હતું.

વધારે બારીકીથી જોતાં પુરૂષનો રંગ ગૌર છે અને હાથ પગ જાણે સંચાથી ઘડયા હોય તેવા સુંદર દેખાય છે. કદ સાધારણ છે, શરીરને મળતો ગોળ ચમકતો ચહેરો,

ભરાઉ શરીર, ભરેલી પુષ્ટ છાતિ, અને મોટું ગંભીર માથું છે. આંખો સુંદર અને ચાલાક છે, તેમજ રેશમી ધોતી અને મલમલની બંડી પહેરેલી છે.

સ્ત્રી પણ તેવીજ નમુનાદાર જણાય છે. ચંદ્રમા જેવું મુખ છે, ઉમર વરસ ૧૬ ની જણાય છે. શરીર પણ સાધારણ, ગુલાબી આંખો, અને શરીર ઝીણાં સુંદર વસ્ત્રથી આચ્છાદિત થયેલું જણાય છે.

બારિક તપાસ કરતાં આ પુરૂષ સુખાનન્દ કુમાર છે, અને સ્ત્રી તે એની અર્ધાંગીની મનોરમા છે. એટલામાં અકસ્માત્ સુખાનન્દની નિદ્રા ભંગ થઇ, તે એકદમ ઝબકીને જાગી ઉઠયો. આગલા દિવસથીજ તેનું મગજ કોઇ બહારના બનાવથી ગુંચવાયેલું હતું, તેટલામાં તેવાજ કારણથી અત્યારે તેની નિદ્રા ઉડી જતાં મન પોતાના સ્વભાવ પ્રમાણે અનેક તરંગ દોડાવવા લાગ્યું, અને તેને વિચાર થયો કે—હું આ સાહિબી મારા બાપની કમાઇ ઉપર કરૂં છું. મેં તો હજી એક પાઇપણ પેદા કરી નથી, અને લાખો રૂપીઆ ઉડાવ્યા છે. પિતાની ફરજ તો તેમણે મને પરણાવ્યો, ત્યારથી પૂરી થઈ છે, પણ હું આવી મ્હોટી ઉમરનો થયા છતાં હજી મારા બાપનો ભાર મેં વહન કર્યો નથી, પણ તેને હજુ મારો ભાર વહેવો પડે છે, એ મને ઘણી શરમની વાત છે. મારે ઉદ્યમી થવું જોઇએ. બેઠાં બેઠાં અન્યની કમાણી ખાવી તે અશકતનું કામ છે, વળી આવી ભરજુવાનીમાં પરાક્રમ બતાવીશ નહિ, તો પછી કયારે કરીશ અને આ દુનિયામાં મેં માત્ર પશુની પેઠે પેટ ભરેલુંજ

કહેવાશે. માટે ઉદ્યોગ કરવોજ જોઇએ, उद्योगः पुरुष लक्षणम्–

"એ પ્રમાણે ઉદ્યોગથી સર્વ ઇચ્છા પાર પડે છે. ઉદ્યોગ વગરના માણસને અનેક વિપતિ વેઠવી પડે છે, અને આખરે તેની દશા ભિક્ષુકના સમાન થાય છે, માટે મારે ધનસંચય કરવો જોઇએ, કેમકે સંસારમાં તે વિના યશ મેળવવાનો બીજો ઉપાય નથી. એવા વિચારમાં ગુંથાએલા સુખાનંદ કુમારે પથારીમાંથી ઉઠીને કપડાં બદલવા માંડયા, અને હવે શું કરવું ? તે બાબત પણ મનમાં વિચાર કરી નિર્ણય કર્યો કે વિદેશમાં કુચ કરવી, પણ હજુ રાત્રિ બાકી હોવાથી તેટલો વખત ગાળવો અને સવાર પડવી અત્યંત દુષ્કર થઇ. એક ઘડી ૧ વરસ જેવી થઇ. મહા પુરૂષોના નિશ્ચય આવાજ હોય છે, તેઓને જે યોગ્ય લાગે તે પાર પાડવા એક પળની પણ ઢીલ કરતા નથી. તે વખતે તેઓ વિઘ્નનો પણ વિચાર કરતા નથી.

એવામાં મનોરમા જાગી ગઇ. પોતાના સ્વામીને વ્યાકુળતામાં દીઠા, તેથી મહાસતીને ફાળ પડી ! અને તેના મોં સામું જોઇ અનુમાન કરવા લાગી, પણ તેમાં તે ફતેહ પામી નહિ. પતિવ્રતા સ્ત્રીને પુરૂષનું દુઃખ જોઇ શકાવું મુશ્કેલ છે, ધણી તેનું જીવન છે, તેને ચિંતામાં દેખે ત્યાં સુધી સ્રીને જરાપણ ચેન પડતું નથી. કુલટા સ્ત્રીને પતિની કશી કિંમત નથી, તે પતિની કીંમત કે પ્રેમનું સ્વપ્ન પણ જાણતી નથી. તો તેવી સ્રી પતિના દુઃખમાં દિલાસારૂપ તો થાયજ શાની ? પણ શલ્યરૂપ ન થાય, તો મોટાં ભાગ્ય સમજવાં.

મનોરમા તો પતિવ્રતા ધર્મની આદર્શરૂપ છે. પતિને

આટલી રાત્રે વિચારમાં પડી ગયેલા જોઇ પોતે ગભરાઇ ગઇ, અને એકદમ ઉઠીને પતિને આસને બેસવાનું કહી:બોલી–"અર્ધી રાત્રિ થઇ છે, પશુ પક્ષી પણ સુખે નિદ્રા લે છે, આપને કોઇપણ પ્રકારની ચિંતા નથી, તો આવે પ્રસંગે શા માટે કપડાં બદલો છો? વળી આપના મુખ ઉપર ચિંતા છવાઇ રહેલી છે, તો કૃપા કરી આપના સુખ દુ:ખની ભાગિની એવી હું છું, તો મને પણ તે જાણવા જીજ્ઞાસા છે, અને આપની આવી ચિંતાતુર સ્થિતિ હું સહન કરી શકતી નથી, માટે મને એકદમ જણાવો."

સુખાનન્દ:—"પ્રાણ વલ્લભા! શું કહું? મને આજે એ ચિન્તા થઈ છે કે આટલી ઉમર સુધી હું બાપની કમાણી સુખચેનમાં ખાઉં છુ, અને મારા બાહુબળથી એક કોડી પણ કમાયો નથી."

મનોરમા:—"પ્રાણનાથ, આપ સત્ય કહોછો, તો હવે આપ વ્યાપારિક ઉદ્યમ કરો, પણ તે અત્રે રહીનેજ કરો, તેથી આપનું કામ પણ થશે, અને મને પણ સુખ મળશે."

સુખાનન્દ:–"પ્રાણપ્રિય! ઘેર રહીને ઉદ્યમ કરવાથી યશ પ્રાપ્ત થતો નથી અને સ્વતંત્ર કામ પણ કરાતું નથી, વળી વણિક પુત્રોએ તો વિદેશ જઇને વ્યાપાર કરવો જોઇએ, તો મારો વિચાર પણ કોઈ દેશાવરમાં જવાનો છે.

આ સાંભળી મનોરમા તો છેકજ ઉદાસ થઇ ગઇ, અને વિયોગ દુ:ખ કેમ સહન કરવું, તે વિચારતાં ગમગીન બની ગઈ, તેથી દયા ભરેલી વિનતિ કરી પોતાના પતિને ઘેર રહેવાનોજ આગ્રહ કર્યો, પણ સુખાનંદ તે વાત લક્ષમાં

નહિ લેતાં પોતાના વિચારમાં દૃઢ રહ્યો, તેથી અંતે મનો-રમાને ચૂપ રહેવું પડયું. એવી વાતચીત થઇ તેટલામાં તો રાત્રિ વીતિ ગઇ, ચંદ્રમા ઝાંખો પડયો, અને પૂર્વ દિશાએ આકાશ સોનેરી થયું, કુકડા બોલવા લાગ્યા, અને ઉદ્યોગી લોકોએ કામકાજ શરૂ કર્યું, ગાડીઘોડાની ધમાલ સંભળાવા લાગી, એટલે સુખાનન્દ બહાર નીકળ્યો. નવકાર મંત્રનું સ્મરણ કરી, તથા જીનેંદ્ર ભગવાનનું નામ લઇ પોતાના પિતા મહિપાળની સમક્ષ જઈ ઉભો અને પિતાને પ્રણામ કરી બોલ્યો–"પિતાજી, આજે હું દેશાવર જવા માટે આ-પની રજા લેવાજ આવ્યો છું. હું જાણું છું કે આપ મને પ્રેમને લીધે રજા નહિ આપો, પણ હવે હું લાયક ઉમર નો થયો છું. આપના પ્રતાપે મેં આજ સુધી નિશ્ચીંત રીતે અત્યંત સુખ ભોગવ્યું છે, અને હજુ પણ ભોગવીશ, પણ હવે મારી ઉમર લાયક થઇ છે તો મારે કોઇ ઉદ્યોગમાં ગુંથાવું જોઇએ."

આ ઓચિંતી બિના અને પુત્રના પરદેશગમનની દૃઢ ઇચ્છા સાંભળી મહિપાળ શેઠ તો સ્તબ્ધજ બની ગયા, અને બોલ્યા–"બેટા, એ ચિંતા નકામી છે, તારે શેની ખોટ છે કે ઉદ્યમ કરવો, અને વળી પરદેશ જવું ? ભાઇ, જેને આ દેશમાં ધંધો ન મળે, તેજ પરદેશ જાય. તારે તો કમા-વાની ચિંતા કરવાની કાંઈ જરૂર નથી. તારે જોઇએ તેટલું ધન વાપર, પણ પરમાત્માની કૃપાથી ખુટે તેમ નથી, છતાં ઉદ્યોગજ કરવો હોય, તો આ દેશમાંજ કર, પણ તું એક-નો એક પુત્ર આવી વખતે મને છોડી જાય, એ મને કેટલું દુઃખદાયક થાય તેનો વિચાર કર.

સુખાનંદ—"પુજ્ય પિતાજી, આપનું કહ્યું મારે શિર-ઉપર છે, પણ ચંચળ લક્ષ્મીઉપર વિશ્વાસ કરવો વ્યાજબી નથી. તે સદા સ્થિર રહેતી નથી. જે આજ રાજા છે તે કાલે રંક થઇ જશે. અને જે આજે ભિક્ષુક છે, તે કાલે રાજા પણ થઇ જાય, માટે ધનની આશાએ જે ઉદ્યમ ન કરે, તે ધન જવા પછી ઘણો દુ:ખી થાય, અને છેવટ એવી સ્થિતિએ પહોંચે કે માબાપનું નામ પણ બોળે. અને ધન છતાં ઉદ્યમ કરે, તેને ધન જતાં પણ દુ:ખી થવું પડે નહિ, એ વગેરે-થી મેં વ્યાપાર માટે બહાર જવાનું નક્કી કર્યું છે, તો તેમાં કૃપા કરી અનુમોદન આપશો."

જ્યારે મહીપાળ શેઠે જોયું કે સુખાનંદ ગયા વિના રહેવાનોજ નથી, તો મારો ઉપાય નથી, માટે હવે તેને જવાની તજવીજ કરી આપવી એજ મારો ધર્મ છે, એમ જાણી તેણે કહ્યું—"પ્યારા બેટા, જો તારી એવીજ ઇચ્છા છે, તો હું લાચાર છું. આપણે અહિં ઇશ્વરનો પ્રતાપ છે, લોકો મારી વાતો કરશે, અને તારા વિના મને જરાપણ ચેન પડશે નહિ, પણ તારે જવુંજ છે, તો વહાણ તૈયાર કર, અને હંસદ્વીપમાં જા. અહિંનો માલ ત્યાં વેચવો, અને ત્યાંનો અહિં વેચવો; તેમાં ઘણો લાભ છે."

સુખાનંદને તો એકલાજ જવું હતું, પણ તેના બાપને ઘણું માઠું લાગે અને હૃદય દ્રવે, માટે તેની આજ્ઞા માથે ચઢાવી, વહાણ સાથે વિદેશગમનની તૈયારી કરી.

પિતાની આજ્ઞા મળી, એટલે પોતાની સુશિલા મનો-રમાને મળવા અને રજા લેવા નીકળ્યો.

મનોરમા તો માથું નીચું મૂકી લમણે હાથ દઇ અત્યંત ઉદાસ ચહેરે બેઠી હતી, અને નયનમાં ચોધાર આંસુ ઝરતાં હતાં, એવામાં પોતાના સ્વામીને આવતા જોઇ સાવધાન થઇ, પણ તેના પતિએ તેને હૃદયમાં ચાંપી કહ્યું કે–વ્હાલી! મારા પિતા પણ જવા દેવા ખુશી નથી, પણ મહા મુશ-કેલીએ ટુંક મુદતને માટે રજા લીધી છે, તો હાલ તો હું જવા તૈયાર થયો છું, માટે તું સુખેથી રહેજે. આ સાંભળી મનોરમાનું કોમળ હૃદય ધડકી ઉઠયું, અને જાણે દુઃખનું વાદળ તુટી પડયું હોય, તેમ મૂર્છાગત થઈ.

પતિવ્રતા અને સુશીલ સ્રીઓને પતિ એજ જીવન છે. પતિનો વિયોગ એ જીવ વિનાના દેહ જેવું તેમનું શરીર રહે છે. મનોરમાને પણ વિયોગ દુઃખનું ચિત્ર ખડું થતાં તેને દુઃખનું દર્શન પ્રત્યક્ષ થાય છે. સુખાનંદ તરફનાં અગણિત સુખો તેને સાંભરી આવ્યાં. વળી પરદેશમાં પતિને કેવાં કેવાં કષ્ટ પડે, ત્યાં સાથી કોણ? સુખ દુઃખમાં ભાગ લેનારૂં પણ કોણ? એ બધી કલ્પના એકી વખતે થઈ; છેલ્લે રડી રડીને હૃદય ખાલી કર્યું, પણ અપશુકન થવાની બીકે રડવું મહા મહેનતે ખાળી રાખ્યું, અને પતિને કાંઇ કહેવાયું નહિ. સુખાનંદ તેની સ્થિતિ સમજી ગયો, અને તેના દુઃખનું કારણ હુંજ છું, એમ તેને જણાયું, પણ આ પ્રસંગ દયા બતાવવાનો નથી, એમ સમજી ધીર-જથી કહ્યું–"વ્હાલી, તું દિલગીર ન થા, અને હું જેમ બને તેમ ટુંકી મુદતમાં મારૂં કામ સિદ્ધ કરી પાછો આવીશ."

મનોરમાને તેના કહેવામાં વિશ્વાસ આવ્યો, તેથી

ગદ્‌ગદ્ કંઠે બોલી-"તમારે ખાતર નહિ, પણ આ અબળાના જીવને ખાતર હું અરજ કરૂં છું કે જેમ બને તેમ વેલાસર આવજો અને મને ભુલશો નહિ. બીજું તમો સમજુ છો તો શું કહું, પણ એક પ્રાર્થના સાંભળવા કૃપા કરશો."

**સુખાનંદ**-"વ્હાલી! જે જેના હૃદયમાં રહે છે, તે દૂર છતાં પણ પાસેજ છે, અને જે જેના મનમાં નથી તે પાસે છતાં પણ દૂર સમજવું, માટે હું તને ભુલું, પણ મારૂં હૃદય તને રાત દિવસ યાદ કરશેજ, તે સિવાય તારે જે કહેવું હોય તે ખુશીથી કહે,"

**મનોરમા**-"બીજું તો શું કહું, પણ પ્રાણનાથ! સ્ત્રીઓથી ચેતતા રહેવું, અને તેમનો ભરોસો કરવો નહિ; કેમકે

**स्त्रियश्चरित्रं पुरुषस्य भाग्यं देवो न जानाति कुतो मनुष्यः**

અર્થાત્ સ્ત્રીઓની જાતિ ઘણીજ ચંચળ છે, માટે તેનો કદી વિશ્વાસ ન કરવો. વળી પરદેશમાં બ્રહ્મચર્ય મોટી શક્તિ છે અને વિજયની ચાવી છે, તો સ્ત્રીઓના પાશમાં ભૂલે ચૂકે પણ ન ફસાતાં **બ્રહ્મચર્ય** સાચવશો. મોટા મોટા પુરૂષોને તેણે ભૂલ ખવરાવી છે પતિવ્રતાઓને ઘણીથી સદાની વિયોગીની બનાવી છે, અને અનેકની જીંદગી ધુળધાણી કરી મૂકી છે.

સ્ત્રીની આ અમુલ્ય સલાહને લક્ષમાં લઇ તેને પૂર્ણ આશ્વાસન અને ધીરજ આપી, પોતે ત્યાંથી ચાલી નીકળ્યો, અને દેવ મંદિરમાં ગયો, અને ત્યાં ભગવાન સમક્ષ ફરીથી બ્રહ્મચર્ય જાળવવા પ્રતિજ્ઞા લીધી, અને શુભ ચોઘડીઆમાં વૈજયન્તી નગરીથી પાંચસો સૈનિકોની સાથે વહાણમાં બેસી વિદેશ જવા નીકળ્યો.

# प्रकरण ५ मुं.

આ દુનિયામાં સ્ત્રી જેવી જોખમદાર વસ્તુ બીજી નથી. સ્ત્રીઓ ઉપર શાહુકારોની દૃષ્ટિ પડતાં વાર લાગતી નથી, અને સ્ત્રીની ચોરી કરવા અનેક શાહુકારો પણ તૈયાર થાય છે. તે એકલી મૂકવા યોગ્ય નથી. હુમેશાં સ્ત્રી બીજાથી રક્ષીત રહેવી જોઇએ. તે કોઇ પણ રક્ષકના તાબામાં હોય છે, ત્યાં સુધી બહારના માણસોનું ચાલતું નથી, પણ જ્યારે તે નિરાધાર દેખાય છે, ત્યારે સૌ કોઇની દૃષ્ટિએ ચઢવા માંડે છે. અને પોતાના પંજામાં લેવા અનેક જણ પ્રયત્ન કરે છે. પતિ તેનો મુખ્ય રક્ષક છે, તેથી પતિ વગરની સ્ત્રી પણ નિરાધાર જેવી છે, તેમ આપણી મનોરમા પણ પતિ વગરની થતાં ગામના કામી પુરૂષોની દૃષ્ટિએ પડી અને તેને પ્રેમપાશમાં નાંખવાનો પ્રયત્ન આરંભાયો. પ્રેમ પણ બે પ્રકારના છે, એક સુપ્રેમ અને બીજો કુપ્રેમ. કુપ્રેમનું પરિણામ કામાંધતા છે, અને જેને તે ઉત્પન્ન થાય છે, તે પ્રાણાન્ત સુધી તેને છોડતા નથી અને પતંગીઆની માફક જીવનો પણ ભોગ આપે છે, ત્યાં સુધી તે પાછળ મંડયા રહે છે. તેમના લક્ષ બિંદુમાં જે કોઇ આવ્યું, તેનાં પણ કમ ભાગ્યજ જાણવાં.

પ્રિય વાંચનાર ! આવી સ્થિતિ હાલમાં પદ્મસેનજીના પુત્રની થઇ છે; તેને કોઇ ચીજમાં ચેન પડતું નથી. શરીરમાં જાણે કોઇ પિશાચ વળગ્યો હોય, તેમ પરાધીન

બન્યો છે. ખાવું ભાવતું નથી, શરીર પીળું પડી ગયું છે, તેથી આખો દિવસ પથારીવશ એકાન્તમાં રહે છે. પોતાની પાસે અત્યારે એક ૫૦–૬૦ વરસની બુઢ્ઢી ડોસી બેઠેલી છે; તેના વાળ ધોળા બની ગયા છે, આંખમાં ખાડા પડી ગયા છે, અને હાથમાં રાખવા એક લાકડી પણ રાખેલી છે. બહુ બારિકીથી જોતાં તે ડોસી રાજકુમારના ખાનગી કામમાં રોકાયલી જણાતી હતી. રાજકુમાર તેના સામું જુએ છે, પણ ડોશી કશું બોલતી નથી, એટલે રાજકુમારે કહ્યું–"ડોશી, કેમ ચૂપ રહ્યાં?"

**ડોશી**–"કાંઇ નહિ, પણ આપનું કાર્ય બને તેમ મને જણાતું નથી, તેથીજ વિચાર કરૂં છું કે કઇ રીતે કાર્ય થાય."

**યુવરાજ**–"ડોશી, કેમ રમતનું કામ છે? ત્યારે તારાથી નહિ બને એમજ કહેને.?"

**ડોશી**:–"એમ નહિ, મેં મારા વાળ એ કામમાં તો ધોળા બનાવ્યા છે. મેં એવાં લાખો કામો કર્યાં છે, તો એમ હિંમત હારૂં તેમ નથી."

**યુવરાજ**:–"જો એમ છે તો નકામો વખત કેમ ગુમાવે છે? જલદી કામ કર, અને મોં માગ્યું ઇનામ લે; કેમકે મારી જીંદગીનો તે ઉપરજ આધાર છે. એક ઘડી એક વરસ જેવડી લાગે છે; શરીર જર્જરીત થતું જાય છે; અને તે સ્ત્રીનુંજ રટન કરૂં છું."

**ડોશી**–"પણ, રાજકુમાર! એમ નામઠામ વગર હું કોને ત્યાં જાઉં, માટે તમે કઇ જગાએ તે સ્ત્રીને જોઇ, અને

તે કોણ છે, તે કૃપા કરી જણાવો."

યુવરાજ—"કાલે સાંજે હું ઘોડા ઉપર બેસી હવા ખાતો ફરતો હતો, એટલામાં મહિપાલની હવેલીમાં એક નવયૌવના સ્ત્રી પોતાના ચંદ્રમા જેવા મુખને આગળ ધરી બેઠી હતી. તેનો પતિ હમણાંજ પરદેશ ગયો છે, તો આપણું કામ થવું મુશ્કેલ નથી. તેણે આભુષણ ઠીક પહેર્યાં નહોતાં, પણ તેની આંખોની સુંદરતા અને શરીરની નાજુકતાએ મારા મનનું હરણ કર્યું છે, ત્યારની તેની મૂર્તિ મારી સામે ખડી છે. મેં દુનિયામાં એવી સ્ત્રી જોઇ નથી. તે નહિ મળે, તો મારૂં મરણ સમિપ આવ્યુંજ જાણવું. જો બળાત્કાર કરૂં, તો ન્યાયપરાયણ પિતા મને જીવતો નજ છોડે, માટે આ દુઃખ કોને કહેવું? માટેજ તારે આશરે છું, અને એટલું પણ ન બને, તો તું દુતી શેની? હાલનો રાજકુમાર અને ભવિશ્યનો રાજા તારી પાસે એક ગરીબની માફક આજીજી કરે છે, તો જીવને જોખમે પણ તારે આ કામ કરવું જોઇએ!

દૂતી—બાપુજી, એ તો હાથ વેંતની વાત છે. ઇશ્વર જૂઠું ન બોલાવે, પણ આજ સુધીમાં એવી એવી ૨૦૦ સ્ત્રીઓને ઝપાટામાં લઈ ચૂકી છું, હજારોના ઘર ઘાલી બેઠી છું, અને હજુ એટલી હિંમત કરૂં છું કે સતી સીતા, પાર્વતી આદિ જેવી મહા સતીઓ આવે, તો તેને પણ એકે સપાટે ઝપાટામાં લઉં, તો આ બિચારી મહિપાળની વહુ શી ગણત્રીમાં છે? એવી એવી વાતો બનાવી રાજકુમારને સંપૂર્ણ આશાવાન બનાવી, ત્યાંથી ઉઠી પોતાના મહેલમાં ચાલી ગઇ, પણ એટલામાં રાજકુમારને તેની વાતો

સાંભળી ગપ જણાઇ તેથી કહ્યું—"બહુ ડીંગ મારવાથી શો લાભ? હાથ કંકણને આરસીની શી જરૂર? તમારી ચતુરાઈ આ કામમાં જણાશે. વળી મારી ઈચ્છા પૂર્ણ થાય, તો હું તને જન્મભર નિહાલ કરી દઇશ. તે પછી બુઢી ઉઠી અને લાકડી ટેકાવતા મહીપાળની હવેલી તરફ ચાલી.

ધનને જો કામદેવની ઉપમા આપીએ તો પણ ખોટું નથી, કેમકે આ દુનિયામાં લગભગ સર્વ કામ, ધનથી સહેલાં થાય છે. જે જોઇએ, તે એનાથી મળે છે. ધનવાન માણસો પૈસાથી દાન કરી હજારો પરોપકાર અને ધર્મનાં કામો કરે છે, તેથી શિવપદની પ્રાપ્તિ થાય છે, પણ ધર્મ કરતાં પાપમાં ધનનો ઉપયોગ વધારે થાય છે. પૈસા ન હોય તો વહેલું ધર્મ સાધ્ય થાય છે, એમ જાણી જ્ઞાનીઓ ધનને તિલાંજલી આપે છે. મોટી મોટી પતિવ્રતા પણ ધનથી ચલિત થાય છે. જો રાજકુમાર પાસે ધન ન હોત તો, દૂતીને શી રીતે લાલચ આપી પોતાના કબજામાં લેત? એવા ધનની લાલચેજ બિચારી પવિત્ર મનોરમાનું શીલ ભંગ કરવા પાપી દૂતી પ્રયત્ન કરવા ગઇ છે. પ્રભુ! એની રક્ષા કરે. શીલરત્નની મર્યાદા હીરા, મોતી કરતાં પણ અધિક છે, કેમકે હીરા મોતી વગેરે રત્ન ફરી પણ મળે છે, પણ જેનું એકવાર માત્ર શીલ ભંગ થયું, તેની જીદંગી વૃથા છે. તે કદી પવિત્ર થતું નથી. તેને માટે કોઇ શાસ્ત્રમાં પણ પ્રાયશ્ચિત નથી, માટેજ પવિત્ર સ્ત્રીઓ તેની રક્ષા માટે પોતાનો વ્હાલો જીવ અર્પણ કરે છે.

હવે દૂતી પોતાની લાકડી ટેકાવી, ધોળા વાળને શર-

માવતી રાજવાસમાં રહેનારી છતાં નરકવાસનીજ રહેવા-યોગ્ય મહિપાળ શેઠની હુવેલીમાં ગઇ, અને જે જગ્યાએ મનોરમા સુંદરી પોતાના પતિ વિયોગનું ધ્યાન ધરતી બેઠી છે, ત્યાં જઇ બેસી ગઇ.

**મનોરમા** બાપડી એક સરળ હૃદયની સ્રી છે. છળ પાખંડની જેને જરા ખબર નથી, તેથી વૃદ્ધ ડોશી કોઇ સારા કામ માટેજ આવી હશે, એમ જાણી તેને **આવકાર** આપ્યો, એટલે તે ડોશીએ અહીં તહીંની વાતો કરવા માંડી, અને હું રાજ મહેલમાં માનીતી છું, રાજા અને રાજકુમાર મારી મરજી પ્રમાણેજ ચાલે છે, એમ ગપ મારી. પછી વાતમાંને વાતમાં બોલીઃ—“વાહ! મનોરમા બાઈ, તમારા પતિ કેમ પરદેશ ગયા? તમારા જેવી સુંદર સ્રીને છોડી તેને જતાં કેમ મન થયું? પણ તેને તમારી સુંદરતાનું ભાનજ શાનું હોય? પણ **વિધિની ગતિ વિચિત્ર છે. આ બાવળના ઝાડને કેરી વળગાડી છે, તે તો આંબા પરજ શોભે!** આવી એક અનુપમ સુંદરીને એક વાણિયાના હાથમાં મૂકી એક મોટો અન્યાય કર્યો છે, તમે તો રાજદરબારનેજ યોગ્ય છો.”

મનોરમાઃ—“ડોશીમા, એવી એવી વાતોથી ઇશ્વરનું અપમાન કરવું યોગ્ય છે. માણસ પોતે પોતાનો કરનાર અને ભોગવનાર છે, એટલે જેવાં પાપ પુણ્ય આદમી કરે છે, તેનું તેવું ફળ મળે છે. જેવું વાવીએ તેવું લણીએ, માટે જે મળે તેમાં સંતોષ માનીએ; વળી મને તો અહિં રાજ મ્હેલ જેવુંજ સુખ છે.”

દૂતીઃ–"બાઇ, એમાં સંતોષની શી વાત છે ? જે કામ થઇ શકે નહિ. તે માટે આદમી ભાગ્યનું બહાનું કાઢી સંતોષ માને છે, પણ જે આપણાથી બને તેવું છે, તે શા માટે નહિ મેળવવું ? જુઓને, તમારા પતિ આટઆટલું ઇશ્વરે દ્રવ્યાદિક આપેલું છતાં સંતોષ નહિ માનતાં પરદેશ કેમ ગયા ? પણ તેને તમારીપર પ્રેમ હોય, તો તો શા માટે છોડી જાય ? તમને તો પ્રભુએ એવી સુંદરતા આપી છે કે મોટામોટા રાજાઓ પણ તમારામાં મોહ પામે. આપણા રાજમ્હેલમાં તો શું ! પણ બીજે કોઈ સ્થળે મેં તમારા જેવી સ્ત્રી જોઇ નથી, તો તમારા ભાગ્યમાં તો ઇશ્વરે સારૂંજ લખ્યું હોય તેમ જણાય છે. તમને જોઇને આપણા રાજકુમાર પણ મોહ પામ્યા છે. તે પણ નવયૌવન જુવાન છે અને પાટવીકુમાર છે, તો તમારી ઈચ્છા હોય તો તમારો મેળાપ રાજકુમાર સાથે કરી આપું, એટલે તમે આ દુઃખમાંથી છુટી આજથીજ આ જગતનો અલૌકિક આનંદ અનુભવો. હજુ કાંઈ બગડયું નથી, માટે પટરાણી બની આખા દેશનાં માલિક બની રાજ્ય કરો અને આનં-દમાં દિવસ વિતાડો.

આ વાતો સાંભળી મનોરમાને રોમરોમ જવાળા પ્રગટી, અને ક્રોધની હદ વળી ગઇ, પણ આ બુઢીને શું જવાબ દેવો તે સુજ્યો નહિ, તેથી તેણે બોલવાનું બંધ રાખી ડોશીને એક દાસી આવતાં ઇશારત કરી. પોતાનો ચેહેરો લાલ થઇ ગયો, અને આંખમાંથી અગ્નિ ઝરવા લાગ્યો. દાસી સમજી ગઇ હતી, તેથી ડોશીને મારી મારીને છઠ્ઠીનું ધાવણ

કાઢી નાંખ્યું ! દુર્મ છુટી રોશી મહા મહેનતે ત્યાંથી છુટી અને પોતાના કર્મનું ફળ ઘણાં વર્ષે આજે પુરેપુરૂં મળ્યું એમ તેને લાગ્યું.

**સતી સ્ત્રીઓના તેજથી પાપી માણસ ભસ્મીભૂત થઇ જાય છે.** તેનું છળબળ કાંઇ ચાલતું નથી. શીલવાન સ્ત્રીઓનું શીલ બળાત્કારે ભંગ કરાવવા, રાવણ જેવા પણ સમર્થ થયા નથી, પણ જ્યાં સ્ત્રીની દૃઢતાજ ઢીલી છે, ત્યાં મુશ્કેલ નથી, નહિંતો તેની આંખ માત્ર પાપી માણસને ડરાવવા બસ છે.

હવે દુતી ત્યાંથી છુટી પરભારી યુવરાજ પાસે પહોંચી, અને બોલી–"રાજકુમાર, મને ક્ષમા કરો. આપનું કામ મારાથી થઈ શકશે નહિ, એવી સ્ત્રી તો મેં આજસુધી કદી જોઇ નથી, અને તમે પણ તે મેળવી શકશો નહિ. એ કામમાં મારા વાળ ધોળા થયા, પણ આજ મારૂં ગુમાન ગળી ગયું છે. જુઓ, મેં વાત તો ઘણી ખુબીથી કરી, લલચાવી, પણ તે સાંભળતાં વારજ મારા તો બાર વાગી ગયા ! મારી પીઠ જુઓ, મહા મહેનતે જીવથી બચી."

રાજકુમારે દુતીની પીઠ જોઈ, અને તેની વાતપણ સાંભળી, જે તેને ખરી લાગી અને પોતે સદાને માટે નિરાશ થયો, તેથી તેના મોંપરથી તેજ ઉડી ગયું, અને થરથર કાંપવા લાગ્યો અને બોલ્યો–"હાય ! ગજબ થયો, જો પિતાજીને કાને એ વાત પહોંચશે, તો મારી કમ્બખ્તિ થશે. મને જાનથી જરૂર મારી નાંખશે."

દુતીને આજે એ વાતની મોટી ઇર્ષા થઇ. તેણીએ વિચાર્યું કે ઘણાં વરસથી દુતીપણું કરૂં છું, પણ મારા

વચનનો તિરસ્કાર થયો નથી, તો આ રાંડે મને મારી છે, માટે તેનું ગમે તેમ પણ બદનામ કરી પૂરો ઘાટ ઘડવો જોઈએ, જેથી મારૂં વેર મળે. વળી રાજકુમારની પણ ઇતરાજી થઇ, તે જુદી. વેર ક્રોધ કરતાં પણ બુરો છે, કેમકે ક્રોધથી ખુલ્લે ખુલ્લી લઢાઇ થાય છે, પણ વેર તો દગા ફટકાથી લેવાય છે, અને તેમાં શત્રુને અચેતન રીતે મારવામાં આવે છે. દૂતીને પણ વેર ભરાયું, તેથી વિચાર કરતાં કરતાં અંતે એક રસ્તો શોધી કાઢયો, અને તેને અજમાવવા નક્કી કર્યું, તેથી એકાદ દિવસ જવા દઇ, તે મનોરમાની સાસુ પાસે જઈ પહોંચી. સાસુને આગલી વાતની ખબર નહોતી, કેમકે મનોરમા જેવી ડાહી સ્ત્રી ઘણી જરૂર વિના તેવી હલકી વાત કરે નહિ તે વ્યાજબી હતું. મનોરમાની સાસુ પાસે જઇ ડોશી બેઠી, અને પોતે રાજમહેલમાં રહેનારી છું, રાજા અને રાણીની ઓળખીતી છું, અને જાણે બહુ ડાહી અને આબરૂદાર છું, એવો ડોળ કર્યો. આગળ પાછળની પરચુરણ વાર્તા કરતાં મનોરમાની વાત કાઢી. તમારો દીકરો કેમ પરદેશ ગયો? જુવાન વહુ ઘરમાં હોય, ત્યાંસુધી દીકરાને પરદેશ જવા દીધો, એ તમે મોટી ભુલ કરી.

શેઠાણી બોલ્યાં—“ બાઇ, અમે વાણીયા તો પરદેશમાં ગમે ત્યારે જઇએ. વળી અમારી વહુ બહુ ડાહી અને પતિવ્રતા છે. તેનો પતિ ગયા પછી તે દરરોજ વ્રત નિયમમાંજ દિવસ કાઢે છે. વસ્ત્રાભૂષણનો ત્યાગ કર્યો છે, તો એવી વહુની અમને શી ચિંતા?”

દૂતી:–બાઈ, તમે ભોળાં છો. તમારી વહુની આખા

ગામમાં કેવી કેવી વાતો થાય છે, તે તમે જાણતાં નથી. આજકાલ ગલીકુંચીમાં તમારીજ ચર્ચા થાય છે. મારા તો કાન બહેરા થઇ ગયા ! બાઇ, આજે ખરી વાત અંતરના માણસ વિના કોણ કહે ? મેં તો તમારૂં લુણ ખાધું છે, તેથી દુઃખ થાય છે, અને આટલી વાત પણ કરૂં છું; પણ તમારા જેવા આબરૂદારની બુરાઈ સંભળાતી નથી. દૂતીએ ડોશીની જીજ્ઞાસા વધારી અને વાતને રસ ઉપર ચઢાવી, તેથી શેઠાણીને પણ તેનું કહેવું નિઃસ્વાર્થ જેવું લાગ્યું, તેથી મનમાં છણકો પેદા થયો, અને આગ્રહપૂર્વક પૂછયું–"ડોશીમા ! એવી કઇ વાતો છે તે કહો તો ખરા, કે અમારા કુળનું શું કલંક છે ?"

દૂતીઃ–"બાઇ, તમારી વહુ તમારૂં નાક કપાવે છે, હવે વધારે શું કહું ? તે તમારી આંખમાં ધૂળ નાંખે છે."

શેઠાણીઃ–"અરે બાઈ, તમે ચોખ્ખી વાત કરોને !"

દૂતીઃ–"અરે! રોજ રાત્રે છુપાઈ છુપાઇને રાજકુમારની સેવામાં જાય છે તે મેં નજરે નજર ઘણીવાર જોયું છે. ચંદ્રમા જેવા ઉજ્જવળ કુળમાં આ કાળો ડાઘ મારાથી દેખાયો નહિ, તેથી કહી દીધું, પણ માફ કરજો. મને તો લાગે છે કે તમારા એકના એક દીકરાને પણ તેણેજ ભરમાવી આવા કારણથી પરદેશ કાઢયો હશે ! હવે તમે ચેતવું હોય તો ચેતજો. હું તો જાઉં છું. મારે પારકા ઘરની શી પંચાત?

મહા પાખંડી, નર્કની અધિકારી નીચ દુતીએ નિષ્કલંકિતને કલંક લગાડતાં લેશ વિચાર કર્યો નહિ, અને આગ લગાવી ચાલી ગઇ.

મહીપાલની સ્ત્રી (શેઠાણી) પોતાની વહુના કૌતુક સાંભળી અગ્નિ જેવી ક્રોધિષ્ટ થઇ ગઇ અને પોતાના પતિ પાસે જઈ કહેવા લાગી–"આ છિનાળ વહુએ આપણને બહુજ છેતર્યાં. સુખાનંદને ગયાં ચાર દિવસ તો હજુ થયા નથી, એટલામાં તો કુળનાશિનીએ દુષ્કૃત્ય કરવા માંડયું છે. ગલીગલીમાં એમ ચર્ચા ચાલે છે કે એ રાત્રે ગુપચુપ રાજકુમારની સેવામાં જાય છે. વધારે શું કહુ?"

સ્ત્રીની વાત સાંભળી મહિપાળ શેઠ પણ વિચારમાં ગરકાવ થયા અને ક્રોધમાં પ્રજ્વલિત થયા. ક્રોધથી બુદ્ધિનો તુરત નાશ થાય છે. ક્રોધી પુરૂષ પહેલોજ તે આગમાં બળી મરે છે, અને તેને હિતાહિત કે ઉચિત અનુચિતનું લેશ પણ લક્ષ રહેતું નથી. જેમ અગ્નિ વનને બાળી દેછે, તેમ ક્રોધ ધર્મરૂપી વનને બાળી દેછે. અને ક્રોધી માણસ ન કરવાનું કરી બેસે છે, તેથીજ જૈન શાસનમાં ક્રોધને નિંદ્ય ગણ્યો છે, તેજ પ્રમાણે શેઠ મહિપાળ અને તેની વહુ બંને ક્રોધમાં પડેલાં છે, તેથી જુઓ કે શા શા અનર્થ થાય છે!

મહિપાળે શેઠાણીને કહ્યું—"એવી કુલકલંકીની કુલ-ટાનું મુખ જોવામાં પણ પાપ છે, માટે તેને ઘરમાંથી એક-દમ બહાર કાઢી મૂકો." શેઠાણી પણ તેવુંજ જોતી હતી. તે એકદમ મનોરમા પાસે ગઇ, અને દગા સાથે વાત કરી બોલી—"તમારા બાપને ઘેર વિવાહ છે, તેથી તમને ત્યાં બોલાવે છે, માટે તમે પિયર જાઓ.

મનોરમા—"પુજ્યવરા, કોણ બોલાવવા આવેલું છે"?

શેઠાણી—"કોઇ આવ્યું નથી, પણ ચીઠ્ઠી આવી છે."

મનોરમા—"પણ કોઈ આવ્યું નથી, તો હું શી રીતે જાઉં? વિના આદર જવું યોગ્ય છે"

શેઠાણી—"અમારી આજ્ઞા છે, માટે જાઓ. કેમ તું પોતાની મરજી પ્રમાણે કરવાની છે? બોલાવા કોઇ ન આવ્યું, તેથી જવાથી નાક કપાઇ જશે?"

સાસુની આજ્ઞા આકરી જોઇ મનોરમા સમજી ગઇ, અને તેને પોતાના પિતાની છેલ્લી શિખામણ યાદ આવી ગઇ, તેથી બોલી-"જો આપની એવી મરજી હોય, તો હું જવા તૈયાર છું. શેઠાણીએ તુરત નોકરને બોલાવ્યો, અને તેને એકાંતમાં લઇ જઇ કહ્યું કે આ અમારી વહુએ નીચ કામ આદરી અમારૂં નાક કપાવ્યું છે, માટે તેને રથમાં બેસાડી દઇ ભયંકર વનમાં મકી આવો!!!

બિચારા સારથીને આ વાત બહુ ખરાબ લાગી, પણ તેનો શો ઉપાય? તેથી મનોરમાને રથમાં બેસાડીને ચાલ્યો, અને કેટલાક દિવસે ભયંકર વનમાં પહોંચ્યો. પછી વિનય પર્વક સઘળી બીના મનોરમાને સંભળાવીને કહ્યું—"સુન્દરી! મારો કાંઇ દોષ નથી. પૂર્વ કર્મનાં ફળ તમારે આ ભયાનક વનમાં ભોગવવાનાં છે. મારાં પણ અશુભ કર્મ હશે, જે આ કર્મ કરવા અહિં આવવું પડયું. હું જાણું છું કે તમે નિર્દોષ છો, અને શેઠાણીએ પતિવ્રતા ઉપર ખોટું કલંક ચઢાવી આમ અનાથ સ્થિતિમાં ઘર બહાર કાઢી મૂકી છે! હે પ્રભુ! અહિં આપજ તેના રક્ષક છો. હું તેને આ ભયંકર વનમાં એકલી છોડી જાઉં છું. હે ભગવાન! હું ચાકર

હોવાથી લાચાર છું. મારા અપરાધને ક્ષમા કરજો, કેમકે હું બિલકુલ નિર્દોષ છું."

**સારથી**ની વાત સાંભળી મનોરમા શોકસાગરમાં ડૂબી ગઇ, શરીર ભયથી ધ્રુજવા લાગ્યું, અને આંખોમાંથી આંસુની ધારા વહેવા લાગી, પણ છેવટે બોલી-"ધર્મ બન્ધુ, સ્ત્રીને બેજ સ્થાન રહેવાને યોગ્ય છે. પીયર અને સાસરૂં, તેથી સાસરેથી જો નિર્દોષ છતાં કાઢી મકી, તો કૃપા કરી મને પીયર પહોંચાડ. બસ, આટલીજ મારી વિનતિ છે."

દયાળુ સારથીએ એ વાતઉપર રાજી થઇને ઉજ્જૈયિની નગરી તરફ રથ ફેરવ્યો, અને ચાલતાં ચાલતાં કેટલાક દિવસો ત્યાં પહોંચ્યો. ચાકરે મહીદત્તને સંદેશો કહ્યો કે તમારી પુત્રી આવી છે.

મનોરમાને ઓચિંતી આવેલી જાણી મહીદત્તને વિચાર થયો અને પૂછ્યું-"મનોરમા કેવા ઠાઠમાઠથી અને સાજ સામાનથી આવી છે?"

ચાકરે કહ્યું-"સાજ સામાન કાંઇ નથી, કેવળ એક રથમાં બેસી આવેલી છે." આ સાંભળી મનોરમાના બાપે જાણ્યું કે તેને સાસરેથી કાઢી મૂકેલી છે, માટે તેણે કાંઇ એવું કુકર્મ કીધેલું હશે, તેથી એમ કર્યું હશે. આથી તેણે બહારજ કહેવરાવ્યું કે આમ એકલી કેમ આવી છે? અને સાથે કોઈ નથી, તો હાલ સાસરામાંજ પાછી જા. પછી અમે તેડવા આવશું. આ સમાચાર સાંભળી મનોરમાના દુઃખનો પાર રહ્યો નહિ. દુઃખમાં માતા પિતા કોઇ સહાય કરતું નથી. સર્વે શત્રુ થાય છે, તેજ પ્રમાણે થયું, રથ પાછો ચાલ્યો, અને

**અનાથ મનોરમાના દુ:ખની કશી હદ રહી નહીં!**

રથ ચાલતાં ચાલતાં પ્રથમના વનમાં આવ્યો. સારથીના દુઃખની પણ અવધિ હતી. નોકરીના દુઃખનું તોલ તેને આજેજ થયું હતું. તેને મરણ વહાલું લાગતું હતું, મનોરથા પણ જાણતી હતી, કે સારથીને માટે હવે બીજો રસ્તો નથી. આ વનજ મારે માટે આશ્રમસ્થાન થશે. એટલામાં **સારથી** રથમાંથી ઉતરી આંખોમાં ચોધાર આંસુ પાડી મનોરમાના પગમાં પડયો, અને કરૂણામયસ્વરે બોલ્યો-"માતુશ્રી! હું શું કરૂં? મારો હવે કાંઈ ઇલાજ નથી, મારી સ્થિતિ "**સુડી વચ્ચે સોપારી**" ના જેવી છે, મારે મારી ફરજ બજાવવી જોઇએ. તમો નિર્દોષ છો, તે હું જાણું છું, પણ સત્યનો જય થશે. ઇશ્વર તમારૂં રક્ષણ કરશે, તે સિવાય અન્ય આશ્રય હાલ નથી."

મનોરમા અત્યંત સમજુ હતી. પોતાને માટે બીજાને દુ:ખ આવી પડે, તે વાત તેને ગમતી નહોતી. મારાં પાપ મારેજ ભોગવવાં જોઇએ, એમ સમજી તેણે સારથીનાં આંસુ પોતાના પાલવથી લોહી કહ્યું-"ભાઇ, તારો દોષ નથી. હવે તું મૃશીથી ઘર તરફ જા. દુ:ખ આવવાનુંજ છે, તો પછી તેનાથી ડરી હું કયાં જવાની? માટે હવે હું તેને સ્વિકારી લઉં છું."

સારથી—"સ્વામીની, આ વિકટ વનમાં ભયંકર પ્રાણીઓજ રહે તેમ છે. અહિં આપનાં જેવાં કોમળ અને સ્ત્રી જાતિને એક ઘડી પણ રહેવા યોગ્ય નથી, તેમાં હું આપને એકલાં છોડું, તેથી મારૂં હૃદય ફાટી જાય છે. હાય! હાય!

"ચાકરી આકરી ખરા ખાંડાકેરી ધાર છે". હે ભગવાન્ ! મારો અપરાધ ક્ષમા કરો"

મનોરમા—" નર રત્ન ! તારે અફસોસ કરવાનું કારણ નથી. સર્વનું રક્ષણ આયુકર્મથી થાય છે. જો મારૂં આયુષ્ય શેષ હશે, તો કાંઇ અડચણ થવાની નથી અને હું જીવીશ. આ બાબતમાં તારો તો દોષ નથીજ, તેમ મારાં સાસુ સસરાંનો પણ દોષ નથી. તે મારા પૂર્વ જન્મનાં કર્મનો એટલે મારોજ દોષ છે, તો મારાં તે કર્મફળ ભોગવવા દે. મહાવીરસ્વામીને પણ પોતાનાં કર્મનાં ફળ ભોગવવાં પડેલાં તો હું તો શા હિસાબમાં ? માટે તારે કાંઇપણ દિલગીર થવું નહિ."

સારથી—"સ્વામીની ! હું નિર્દોષ છું. સર્વથા નિર્દોષ છું. મારો દોષ નથી. (વળી છાતિ ભરાઇ આવવાથી રડી પડયો અને ફરીને પગમાં પડયો.)

ફરીને તેને ઉઠાડયો, પછી તે બોલ્યો–"હું પરવશ છું, તેથી લાચાર છું. જેનું નિમક ખાઉં છું, તેનો હુકમ માનવોજ જોઇએ ! પરાધીનને સ્વપ્ને પણ સુખ નહીં ! શેઠ મહીપાળની એવીજ આજ્ઞા છે તેથી હું શું કરૂં ? તમારા કહેવાથી હું તમારે પીયર પણ લઇ ગયો, પણ વિપત્તિમાં સૌ શત્રુ થાય છે. તમારાં માતાપિતાએ પણ શરણ આપ્યું નહિ. હાય ! હું લાચાર છું, તેથી માફ માંગી રજા લઉં છું. પ્રણામઃ–"

એમ બોલી સારથી રથ હાંકી ચાલતો થયો. નજર પહોંચી ત્યાં સુધી પાછું જોઈ તેની સ્થિતિનો વિચાર કરતાં રડતો હતો. આવા અજ્ઞાન માણસને પણ દયા આવી; અને નોકરીની ફરજને દયાની ઉર્મિએ હઠાવી, તેથી રથ પાછો

વાળી તે અનાથિની પાસે આવ્યો. અનાથિની પણ પોતાનાં કર્મ સંભારી પરમાત્માનું નામ લઇ રૂદનજ કરતી હતી. સારથીને પાછો જોઇ પૂછ્યું-" ઓ દયાળુ સારથી ! કેમ પાછો આવ્યો ? "

**સારથી**:-"સ્વામિની, તમને આ ભયંકર વનમાં એકલાં છોડતાં મારી છાતિ ફાટી જાય છે, મારો જીવ આપને છોડી ઘેર જવા ચાલતો નથી, તો મને પણ આપની સાથે રહેવા દો. "

**અનાથિની**:-"ભાઇ ! તારા જેવાની દયાને પણ ધન્ય છે કે તું પણ મારી સાથે વનવાસ ભોગવવા તૈયાર થયો, પણ તારે અહિં રહેવું યોગ્ય નથી. તું ઘેર જા, અને શેઠને ખબર કહે. તારાં બાળબચ્ચાંને સાચવ. "

**સારથી**:-"સ્વામીની, તે હું સમજું છું, પણ મને આપની સાથેજ રહેવા દો."

**અનાથિની**:-"ભાઇ, હું હવે વિનતિ કરૂં છું કે તું દયા કરી ઘેર જા. તારા રહેવાથી મને ઉલટું વધારે દુઃખ થશે."

**સારથી**-"ખેર ! માજી, જો આપની એવીજ મરજી છે, તો હું લાચાર છું અને હવે જાઉં છું એમ કહી ચાલ્યો ગયો. અને થોડીવારમાં આંખથી દેખાતો બંધ થયો.

# प्रकरण ६ ठुं.

સા રથીના જવા પછી મનોરમા પોતાના મનમાં ધીરજ ધરવા લાગી, કે, જે **નસીબમાં લખ્યું હોય તે ભોગવવું જ** પડે; જે પૂર્વનાં પાપ શેષ હશે, તે ભોગવેજ છુટકો છે, તો રડવાથી શો લાભ ? માટે વિપત્તિને સંતોષથી સહન કરૂં અને પ્રભુનું ધ્યાન ધરૂં; તેથી છુટકો થશે. આ પ્રમાણે તેણે પોતાના મનને ઘણી ધીરજ આપી, પણ અહિં વિકટ વનમાં પ્રચંડ પુરૂષ પણ થરથરી ઉઠે, તો આ એકલી સ્ત્રીનું શું ગજું ! તેથી તેનું હૃદય કાંપવા લાગ્યું, આંખોમાંથી ચોધાર આંસુ ઝરવાં લાગ્યાં. અને હાય ! હાય ! એવા ઉદ્‌ગાર કાઢતી જમીન ઉપર ઢળી ગઈ ! !

જે સ્ત્રીનાં વચન એકવાર નીકળતાંજ શિરે ચઢાવવામાં આવતું, હજારો દાસ દાસીઓ જેની બરદાસમાં રહેતી તેને આજે શ્વસુર, પિયેરમાં કયાંઇ પણ જગા મળી નહિ, તેથી તેના હૃદયને વિશેષ આઘાત થયો. તે કહેવા લાગી–"હે ! દુર્દૈવ કર્મ ! તેં મને સઘળેથી છોડાવી. કોઇ જગ્યાએ રહેવા દીધી નહિ. હે દીનાનાથ ! હવે કેવળ આપનુંજ શરણ છે. માબાપ, ભાઇ બહેન, સર્વેએ મારો ત્યાગ કીધો! હે પ્રાણપતિ ! જો તમે મારી પાસે હોત, તો મારી આ દશા થાત નહિ, પણ હું તમારી સાથે ન આવી તે મારીજ મૂર્ખાઈ છે. **આજ કારણથી રામના વનવાસ સમયે**

**સીતા આગ્રહ કરીને વનમાં ગયાં હતાં,** તો હું પણ તેવી માંગણી પતિ પાસે કરી શકત, પણ **કર્મની ગતિ ન્યારી છે.** તમારા વિયોગથી મારાપર દુઃખનો પહાડ તૂટી પડયો. હે પ્રાણનાથ ! સ્વપ્નમાં પણ દર્શન દો, જેથી મારા દુઃખી હૃદયને આશ્વાસન મળે.”

આ **કરૂણામય વિલાપ** સાંભળી જંગલના પશુ પક્ષી–આખું વન કરૂણામય બની ગયું. છેવટે થાકી થાકીને મનોરમા જીનેશ્વર ભગવાનની સ્તુતિ કરવા લાગી કે–“ હે પ્રભુ, આપ મને શરણે રાખો, અને મારો છુટકો કરો. એટલામાં ઘોડાના પગના અવાજ સંભળાયા. મનોરમા આશ્ચર્ય સાથે આમ તેમ જોવા લાગી. એક તૈયાર યુવાન હથિઆરબંધ સજ્જ થઇ રથમાં બેસી આવતો દેખાયો. તેણે દૂરથી અનાથિનીને જોઇ પોતાનો રથ છોડી પોતે ત્યાં ગયો. પ્રથમ તો અનાથિનીએ જાણ્યું કે એ મારો છુટકારો કરશે, પણ તે તો ઉંધું પડયું. તેને જોતાં મનોરમાને ફાળ પડી, આંખમાં ચકરી આવી અને બેભાન થઇ ગઇ.

આ નવો મનુષ્ય તે રાજગ્રહી નગરીનો યુવરાજ છે, આજે વનક્રીડાને માટે આ વનમાં નીકળ્યો છે. તે મોટો **કામી પુરૂષ** છે. રાજગૃહીની સ્ત્રીઓ તેનાથી થરથર કાંપે છે, અનેક સ્રીઓને તેણે સપડાવી છે. આજ આ મનોરમા તેના સપાટામાં આવી છે. અગાઉ ઘણી મહેનતે તેને મળી નહોતી. તેની કહેણનો તિરસ્કાર કર્યો હતો, અને તેનાજ પ્રતાપમાં મનોરમાની આ સ્થિતિ છે, તે બીના વાંચનારથી

અજાણી નથી. હવે આ પ્રમાણે તેને અકસ્માત મળી ગઇ છે, તો તે પાપી પુરૂષ તે મેળાપને પોતાનું અહોભાગ્ય માને છે અને જાણે તેના પરમાત્માએ તેનાપર કૃપા કરી હોય, એમ તેને જણાય છે!

યુવરાજે રથમાંથી ઉતરી મનોરમાને ઉપાડી પોતાના રથમાં બેસાડી દીધી અને કહ્યું-"કેમ હવે તો સમજ. આવું દુઃખ ભોગવવાને બદલે રાજમહેલમાં અનુપમ સુખનો સ્વાદ લે." પછી રથમાં પોતે બેસી રથ નગર તરફ રવાના કર્યો, મનોરમા તો આ અચાનક આવી પડેલા દુઃખમાં બેભાનજ બની ગઇ, અને વળી આ તૃતીયમ્ કયાંથી જાગ્યું ? તેનાજ વિચારમાં લીન થઇ.

મનોરમાને રથમાં બેસાડી રથ ચલાવતાં ચલાવતાં રાજકુમારના મનમાં જે આનંદ થતો હતો, તેનું વર્ણન થઇ શકતું નથી. દિવસ છતાં રાજ મહેલમાં પ્રવેશ થઇ શકે તેમ નહોતું. મનોરમા પણ ખુશીથો બેઠી નહોતી. તે પણ આમાંથી પોતાના શીલનું શોરીતે રક્ષણ થશે, તેનાજ વિચારમાં પડી હતી. આ પાપી મને કોઇ રીતે છોડે તેમ લાગતું નથી અને મને આ બધા દુઃખનું કારણ આ પાપીજ છે. શું ! આ રાજ્યને યોગ્ય છે ? જેણે પ્રજાને પુત્ર પુત્રીની પેઠે સાચવવી જોઇએ, તે આવો જુલમ કરે ? પણ જ્યાં રક્ષણ કરનાર જાતેજ બીજાને લૂંટી લે, ત્યાં દુઃખ કોને કહેવું ? એ પણ કલિયુગનો પ્રતાપ છે. મેં મારા શીલની દરકાર કરી ન હોત અને રાજપુત્રને વશ પહેલેથીજ થઇ હોત, તો તો હું કદાચ્

આજે સુખ ભોગવતી હોત, પણ નહીં; માણસને સત્ય અને ટેક સાચવતાં અનેક દુઃખ ભોગવવાં પડે છે, તે પ્રમાણે મારે પણ ભોગવવું પડે, તો જીવ રહેશે ત્યાં સુધી તો હું મારૂં શીલ ગમે તેમ કરી સાચવીશ, એવી અંતઃકરણમાં દૃઢ પ્રતિજ્ઞા યાદ કરી સાવધાન થઈ.

વિપત્તિ વિપત્તિને, અને સંપત્તિ સંપત્તિને ખેંચી લાવે છે. જ્યારે વિપત્તિ આવે છે, ત્યારે ઉપરાઉપરી વિપત્તિજ આવ્યા કરે છે અને સંપત્તિ સમયે સંપત્તિજ આવે છે. છાશમાં મીઠું અને દુધમાં સાકરજ મળે છે એ જગતનો નિયમ છે. તેમ બિચારી મનોરમાને પણ ઉપરાઉપરી વિપત્તિ એક પછી એક આવ્યા કરે છે.

**નીતિ શાસ્ત્ર** રચનારાએ કહ્યું છે કે—"**કામ સમાન બીજી વ્યાધી નથી**. કામરૂપી રોગની જગત્‌માં ઔષધિ નથી. તેનું ઝેર સર્પના ઝેરથી પણ વધારે છે, કેમકે સર્પનું ઝેર તો એકજ જણને ચઢે છે, પણ કામરૂપી ઝેર તો બે માણસને દુઃખ દે છે. અગ્નિની પેઠે કામ શરીરને બાળે છે. માણસ તેની જ્વાળામાંથી બચવાને સ્ત્રીરૂપી શીતળતા શોધે છે, પણ ઉલટી ચારગણી જ્વાળા પ્રગટે છે. કામને વશ થવાથી કુળમાં કલંક લાગે છે, સંસારમાં મોટો **અપયશ** મળે છે, **પરલોકનાં** દ્વાર બંધ થાય છે, અનેક યોગીઓનાં હજારો વરસનાં તપ ઉપર કામાગ્નિએ પાણી ફેરવ્યું છે, અને તે સમયે માણસ પશુ સમાન થઇ જાય છે. એક કવિએ કહ્યું છે કે—

પંડિતાઇ પળમાં ચાલી જાય છે,
પ્રગટે કામ પંડિતાઇ પળમાં ચાલીજાય છે;
માનપણું ગંભીર ગુણ બુદ્ધિ,
વિદ્વતા વેગે વિનાશ થાય છે.–પ્રગટે કામઃ–
લાખ ટકાનો તે કોડી કીંમતનો,
બોલ સૂણતાં કીંમત તેની થાય છે;–પ્રગટે કામઃ–

અને છેવટે કામ તેને પોતાનેજ બાળી તેનો-
જ નાશ કરી દે છે. મૂર્ખ માણસો સમજતા નથી, કે સર્વે સ્ત્રીઓ જગતમાં સરખી છે, પણ પોતાની સ્ત્રી રૂપાળી હોય છતાં બીજી સ્ત્રીઓ પ્રત્યે કામ લાલસાની ઇચ્છા રાખે છે માટે તેમાં અંધ થવા જેવું નથી, પણ ઇશ્વરે જે આપ્યું હોય તેને ભોગવવું. રૂપ, રંગ માત્ર **બાહ્ય પદાર્થો છે, તે જોઇ લલચાઈ જવું નહિ.** કામી પુરૂષોને ઇંદ્રની અપ્સરા મળે, તોપણ સંતોષ થતો નથી એમ સમજી તેમાં લુબ્ધ થવું નહિ.

**રાજકુમાર** યુવાન છે. તેનો બાપ રાજા હોવાથી તેને અમલનો તોર છે; ભયને લેખવતો નથી અને મોટું સાહસ કરી મનોરમાને રાતની વખતે મહેલમાં લાવી મૂકી છે, **પણ સત્યનું હમેશાં સહેજમાં રક્ષણ થાય છે અને પાપીઓને તેના પાપનું ફળ તેની મેળેજ મળી જાય છે.** જુઓ રાજકુમારની શી સ્થિતિ થાય છે!

રાજકુમાર તો **મનોરમા** થોડા દિવસમાં ખુશીથી આપણને વશ થશે એમ જાણી આનંદમાં નિમગ્ન બની ગયો છે, અને જાણે ત્રણ લોકનું રાજ્ય મળ્યું હોય તેમ લાગ્યું

છે અને હવે મનોરમા ખુશીથી પોતાની માગણી સ્વીકારે એટલીજ રાહ જુએ છે. બળાત્કારે ઇચ્છા તૃપ્ત કરીશ અને તે કદાચ **આપઘાત** કરશે તો મારૂં આવી બનશે, માટે ધીમે ધીમે સમજાવીને કામ લેવું એવો તેણે વિચાર કર્યો છે. પણ મનોરમાને તો રાજમેહેલ સ્મશાન જેવો લાગે છે. તેને મન તો સ્મશાન સારૂં લાગે છે. તરેહ તરેહવાર ખાવા પીવાનું ધરવામાં આવે છે, પણ તે સઘળું તેને ઝેર સમાન લાગે છે કેમકે તે જાણે છે કે એ બધું મારા અમુલ્ય શીલના બદલામાં આપવામાં આવે છે. પોતાના શીલ માટે ત્રિભુવનનું રાજ્ય પણ તેને તુચ્છ છે, તો આ જગતના ક્ષુદ્ર પદાર્થોને તે શા હીસાબમાં ગણે ? ધન્ય છે, આ મનોરમાને કે આટલાં આટલાં દુઃખ ભોગવવા છતાં પોતાના શીલને માટે અડગ રહેલી છે. આજની કુલટાઓ જે પોતાનું શીલ જાણે એક નિર્માલ્ય ચીજ હોય તેમ ઘેર ઘેર રખડતી ફરે છે તેને હજાર વાર ધિક્કાર છે. સ્ત્રીનું શીલ એ એવી વસ્તુ છે કે જે એકવાર ભ્રષ્ટ થયું તો તેને માટે આ જગતમાં પવિત્ર થવાની વસ્તુ નથી. મનોરમા તો માત્ર **જીનરાજનું** રટન કરે છે, અને આમાંથી મારૂં રક્ષણ કર, એવું પ્રતિપળે બોલ્યા કરે છે. તેને પૂરી ખાત્રી છે કે જેણે **સુદર્શનનું** શુળીપર રક્ષણ કર્યું છે, જેણે **શ્રીપાળને** સાગરમાંથી બચાવ્યો હતો અને **રામચંદ્રજીએ** સીતાને અગ્નિ પ્રવેશ કરાવેલો, પણ શીલની કૃપાથી જે આબાદ કુંડ પણ કમળ બની ગયો હતો. **અંજનચોર** જેવો મોક્ષપદને પામ્યો, તો

તે શું મારૂં રક્ષણ નહિ કરે ? જરૂર કરશે. પાપી રાજકુમાર મારૂં શીલ ભંગ કરવા તલપી રહ્યો છે. આજ સુધી પણ ભગવાનની કૃપાથીજ બચી છું, તો હે પ્રભુ ! હવે અણીને સમયે જરૂર બચાવો. જો તમેં મારૂં રક્ષણ નહિ કરો, તો હું મારા પ્રાણ તજીશ. મારા જેવી અબળા પાસે બીજો કાંઇ ઉપાય હોય એવું મને લાગતું નથી,

એ સમયે રાજકુમાર મોટા ઠાઠમાઠથી હથિયારબંધ થઇ મુછપર તાવ દેતો મનોરમા પાસે આવવા નીકળ્યો, પણ બંગલામાં આવતાં પહેલાં તેની દૃષ્ટિ એક બુઢા ફકીર ઉપર પડી. તેના હાથમાં એક લાકડી અને ફાટાં ટુટાં કપડાં તેણે પહેરેલાં હતાં. રાજકુમારે, તેને પૂછ્યું- "તું આ વખતે અહિં કેમ ઉભેલો છે ?"

ફકીર—"ભાઇ, હું રાંક નથી, પણ મનોરમાનો ચાકર છું, પણ તું કોણ છે ? અને મનોરમાના મહેલમાં પુછયા વગર કેમ ઘુસે છે ? "

રાજકુમાર—" હું તો તે સુંદરીની પાસે જાઉં છું. ચાલ હઠ ! દૂર જા. અહિં ભિખારીની શી જરૂર છે ? અહિં કયાં સદાવ્રત બાંધ્યું છે ! ! !"

ફકીર—"અરે શું ગમે તેમ બકે છે ? ઘાસ બાસ તો ખાધું નથી. ? સુંદરીની આજ્ઞા વિના અંદર બિલકુલ જવા દઇશ નહિ. ભિક્ષુકની આ બીના સાંભળી રાજકુમાર લાલચોળ બની ગયો અને શરીર ધ્રુજવા લાગ્યું. એક ભિખારી મારા જેવા રાજકુમારની દરકાર રાખતો નથી, એ કેવી વાત ? તેથી ક્રોધમાં તે ફકીરને એક તમાચો

લગાવી દીધો, પણ એટલામાં તો તેણે એવું ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું કે જાણે **ભીમ** હોય તેવો વિકાળ બની ગયો. અને રાજકુમાર સામી જેવી વિકાળ દૃષ્ટિ કરી, કે તેના તો હાંજાજ ગગડી ગયા. અને તે નવીન સ્વરૂપવાળા માણસે રાજકુમારને ગર્દન પકડી જમીનપર નાંખી દીધો; ચોતરફથી માર મારવા માંડયો અને શરીરના એકેએક ભાગને સંપૂર્ણ **પ્રસાદી** ચખાડી, તેમજ ગળાની માળા તોડી, અને હાથ પગમાં બેડી પહેરાવી મુશ્કે ટાટ બનાવ્યો; પછી ચાબુકવતી એટલો તો માર માર્યો કે રાજકુમારે અત્યંત કકલાણ અને આજીજી કરવા માંડી, પણ તેણે તો જમરાજાનો દરબાર બતાવવોજ બાકી રાખ્યો. છેલ્લે મારનારની દયાથીજ માત્ર બચ્યો, નહિ તો આજેજ યમ શરણમાં પહોંચી જાત. રાજકુમારને પણ આ મારનાર કોઇ વિચિત્ર પુરૂષ જેવો લાગ્યો, તેથી ચુંકે ચાં કરી શકયો નહિ. પછી તેણે કહ્યું–હે મૂર્ખ રાજકુમાર ? તારાપર દયા આવે છે, પણ તારા કર્મનો બદલો આપવા માટેજ તને આ શિક્ષા કરવી પડી; પણ હજુ તારે બચવું હોય તો તે સુંદરીના પગમાં પડ, નહિ તો ત્રણ લોકમાં પણ તને છોડીશ નહિ; માટે જો જીવવાની ઇચ્છા હોય, તો તે સુંદરીના પગમાં પડ અને તેની **ક્ષમા** માગ. તે બિચારીના આ દુઃખનું કારણ તુંજ છે. એક પવિત્ર સ્ત્રીને તેં પૂર્ણ દુઃખ દીધું છે, તેનો વિચાર કર.

ચોતરફથી બંધાયેલો **રાજકુમાર** એમને એમ મનોરમાની પાસે ગયો, તેના પગમાં પડયો, અને બોલ્યો–

"હે નિર્દોષ અને પવિત્ર ભ—ગિ—ની ! મારી ભૂલ માફ કર; અને મને બચાવ.'

મનોરમા તો આશ્ચર્ય ચકિત થઇ ગઇ. આ શું છે ? આમ કેમ બને ? રાજકુમારની આ શી દશા ! શું આ કાંઇ નવો ઢોંગ તો નથી; તે તો મહા ભયમાં બેઠેલી હતી, તેમાં આ શું. !

પણ તે ધર્મજ્ઞાની હતી, તેથી તુરત સમજી ગઇ, કે મારી આર્જવના શ્રીજીન ભગવાને સાંભળી છે, અને મારી વ્હારે કોઇ દેવ આવેલો છે, તેનું આ પરિણામ છે. તો ભગવાનની કૃપાનુંજ ફળ છે. તે તો રાજકુમાર-ની વાત ભૂલી ગઇ, અને ભગવાનનાં ગુણ ગાન કરવા લાગી કે–હે દયાળુ ! આ મારા જેવી પાપીણી ઉપર આપે શી મહેર કરી ? શું મારી અરજ આપે સાંભળી ? વાહ ! તારી કૃપા અગાધ છે. તું તો રાંકનો બેલી છે !

ધર્માત્મા જનોનાં હૃદય કોમળ હોય છે. તેને ક્રોધ ઝાઝીવાર ટકતો નથી. દુશ્મનપર પણ તે તો દયાજ કરે છે. જો કે તેનું સઘળું સુખ રાજકુમારને લીધેજ નાશ પામ્યું હતું, પણ તે વેર રાખે તેવી નહોતી, તે તેની દયા-જનક સ્થિતિ જોતાં બોલી ઉઠી. "રાજકુમાર ગમે તેવો હોય, સૌ સૌનાં કર્મનું ફળ ભોગવશે. મારે તેમાં શા માટે નિમિત્ત થવું જોઇએ અને મારી આ સ્થિતિ તે પણ પૂર્વના માઠાં કર્મનું પરિણામ છે, તેમાં રાજકુમાર તો માત્ર નિમિત્ત છે."

આથી તે બોલી–" જે કૃપાળુ શક્તિએ મારી દયા વિચારી હોય અને મારાપર કૃપા કરી હોય, તે મારે

ખાતર આ રાજકુમાર ઉપર પણ કૃપા કરો અને તેને છોડી મૂકો. ”

મનોરમાના મોંઢામાંથી એટલા શબ્દો નીકળતાંજ રાજકુમારના બંધ છુટી ગયા અને મનોરમાએ જોયું તો સામે એક અપરિચિત પુરૂષ ઉભેલો હતો.

મનોરમા—“ મહાશય ! હું પુછું છું કે આપ કોણ છો કે જેણે મારા સંકટ સમયે મને સહાય કરી છે ?

અજાણ્યો પુરૂષઃ—“ હું પહેલા સ્વર્ગનો દેવ છું. પતિવ્રતા એવી તને ધન્ય છે. તારાં વખાણ ઇંદ્ર મહારાજ પણ સભામાં કરે છે. તારાપર આપત્તિ આવતાં શીલ અને જીન ધર્મની રક્ષાને ખાતર મને મોકલ્યો છે. મેં ભિખારી-નું રૂપ ધારણ કરી આ પાપીને શિક્ષા કરી. હવે તું કાંઇ ચિંતા ન કર. હું તારી પાસે હંમેશ રહીશ, અને તારૂં રક્ષણ કરીશ. થોડા દિવસમાંજ તારો સ્વામી તને મળશે. અને તારા દુઃખી દિવસનો અંત આવશે.” આટલું કહી તે અદૃશ્ય થઇ ગયો.

ધર્મનો જય અને પાપનો ક્ષય સદા થાય છે. **શીલ-ધર્મ સાચવવાનું સાક્ષાત્ ફળ** મનોરમાને મળ્યું. શીલવા-નને મોટો શત્રુ પણ જીતી શકતો નથી. શીલ એક મહાબળ છે. શીલભંગ થઈ મૂર્ખ માણસો પોતાનું માન, મર્યાદા, બળ, અને ધર્મ ગુમાવે છે અને છેલ્લે પોતે નર્કમાં જાય છે. રાજકુમારને પોતાનાં કર્મનું ફળ મળ્યું. અને તે મનો-રમાને ઉપાડી જયાંથી લાવ્યો હતો, ત્યાં પાછો મુકી આવ્યો.

# प्रकरण ७ मुं.

નોરમા એક મહાપીડામાંથી બચી, પણ તેના દુઃખનો હજુ કાંઇ અંત આવ્યો નહોતો. તેના નશીબમાં લખાયેલો વનવાસ તો પાછો તેને મળ્યો. રાજકુમાર તો તેને વનમાં છોડી ચાલ્યો ગયો, પણ વળી બીજી કાંઇ નવી પીડા આવી પડશે, એવા ભયમાં મનોરમા તો ગુંચવાઇ ગઇ, પણ રક્ષક દેવે તેને ધીરજ આપી હતી, તથા પોતાને મદદ કરનાર પણ છે, એવી ખાત્રી થવાથી બહુ ભયનું કારણ નહોતું, પણ હવે શું કરવું ? તેના વિચારમાં લીન થઇ.

બિચારી મનોરમા માથું નીચું કરી બેઠી હતી, આંખમાંથી ચોધાર આંસુ પડતાં હતાં, એટલામાં દૂર કાંઇક ખડખડાટ સંભળાયો, અને કોઇ આવતું હોય તેવું જણાયું. મનોરમાના વિચારમાં વિક્ષેપ પડયો, અને તેની દૃષ્ટિ તે ખડખડાટ તરફ ગઇ, તો એક માણસ દૂરથી ઘોડા ઉપર સ્વાર થઇ આવતો જણાયો. બિચારી આવા માણસને જોતાં તો કંપી ઉઠી, અને બોલવા લાગી કે ભગવાન ! આ નવી પીડા શી આવશે ? તે હું જાણુતી નથી, પણ મારા ધર્મનું રક્ષણ કરજે, પરંતુ આવનાર માણસ તો તેને ઉલટો આશ્વાસન આપવા લાગ્યો. તે તેના મોંપરથી જાણી ગયો કે મારા આવવાથી આ સ્ત્રી ઉલટી ભયભીત બની છે, તેથી તેણે કહ્યું–"પુત્રી, તું ડર નહિ, હું તારો દુશ્મન નથી,

પણ તારૂં રક્ષણ કરવા આવ્યો છું. મેં તારૂં કરૂણામય રૂદન સાંભળ્યું છે."

**મનોરમા** બે હાથ જોડી ધીરજ સાથે બોલી—"મહાશય, આપ કોણ છો ? અને આ અભાગીનીના આપ આશ્રયદાતા કોણ છે ?

**અજાણ્યો માણસ**—બેટા, પહેલાં તું કહે કે તું કોની સ્રી અને કોની પુત્રી છે, તથા આ નિર્જન વનમાં કેમ આવી છે, અને કેમ રૂદન કરે છે ? કોઇ ચોરના કૃત્યથી આમ થયું છે ? કે નિર્દય સંબંધીઓએ આ સ્થિતિ કઠોર હૃદયના થઇને કરી છે. અને તારા જેવી કોમલાંગીને આમ એકલી મૂકી છે ? મારૂં મન તારી સ્થિતિ જોઇને અત્યંત સંતાપ પામે છે.

**મનોરમા** (ગદ્દ ગદ્દ સ્વરે)—"કૃપાનિધાન, શું કહું અને કોનો દોષ કાઢું ? મારાં પૂર્વ કર્મે મારી આ સ્થિતિ થઇ હશે. ખરી વાત શી કહું ? આપ તે કદાચ માનશો નહિ."

**અજાણ્યો માણસ**—"નહિ, નહિ. ખરી વાત તુરત સમજાયા વગર રહેતી નથી. તારા ચ્હેરાપરથીજ તારી વાત ખરી માનવાની મને ફરજ પડે છે."

**મનોરમા**( નિશ્વાસપૂર્વક)—"હા, મારી વાત સંભારતાં મનેજ દુઃખ થાય છે, જીભ ઉપડતી નથી, અને લજ્જા આવે છે, પણ કહેવામાં અડચણ જણાતી નથી, તો દયાળુ પુરૂષ સાંભળો, અને આપને યોગ્ય લાગે તે અનુમાન કરો. **માળવા દેશની ઉજ્જૈયિની નગરીમાં**

મારા માબાપ છે. મારા બાપનું નામ **મહીદત્ત શેઠ** છે, અને કૌશલ દેશની વૈજયંતી નગરીમાં મારૂં સાસરૂં છે. મહીપાળ શેઠનો, પુત્ર સુખાનન્દ તે મારો પ્રાણપતિ છે. તેઓ વ્યાપારાર્થે પરદેશ ગયા, અને પાછળથી મારી આ સ્થિતિ થઇ છે. તે પછી મનોરમાએ રાજકુમારના મોહની, કૂટણીની વાતચિત, અને તે ખટપટની, સાસુ સસરાના વહેમની, વનમાં આવવાની, પિતાને ઘેર જઇ પાછા ફરવાની, રાજકુમારના ઉપાડી જવાની અને તેમાંથી બચવાની વગેરે વાતો સંબંધપૂર્વક કહી સંભળાવી. ”

મનોરમાની વાતો સાંભળી તે પુરૂષ વિચાર કરવા લાગ્યો. શોક અને હર્ષનો મિશ્ર સમય તેના અંતઃકરણને ઝુલાવવા લાગ્યો, છેવટે મનોરમાને હૃદયમાં ચાંપી પ્રેમાશ્રુ પાડતાં કહ્યું– “ બેટા, તને ધન્ય છે ! તારા જેવી સુપાત્ર સતીઓ જે ઘરમાં રહેલી છે, તેને ધન્ય છે. મૂર્ખ માણસો અધુરી તપાસમાં નીચ લોકોના કહેવાપર આધાર રાખી નિષ્પાપીને દુઃખ દેવા તૈયાર થાય છે, તેને ધિક્કાર છે. પુત્રી, હું તારો **મામો ધનદત્ત** છું. તને નાનપણમાં મેં જોયેલી હતી. આજ આ સ્થિતિમાં તારો અને મારો મેળાપ થયો. હવે કશી ચિંતા ન કર. ધર્મ પાળતાં અનેક કષ્ટ આવે છે. ટેક જાળવતાં અનેક અડચણો આવે છે, તેમાંથી નિર્વિઘ્ને પસાર થાય તેનેજ ધન્ય છે. હવે તું મારી સાથે **કાશી** આવ, અને સુખચેનમાં દિવસ વ્યતિત કર, અને **જીન પ્રભુની સેવા** કર. પરમાત્મા તારા દુઃખમય દહાડા વ્યતિત કરી શીઘ્ર શાન્તિ આપશે. **આખરે ધર્મનો જય** છે.

**ધનદત્ત**નું નામ મનોરમાએ સાંભળ્યું હતું. તેણે આપેલા આશ્વાસનથી તેના આનંદનો પાર રહ્યો નહિ. અને હવે દુઃખના દહાડા પુરા થયા એમ તેને લાગ્યું. તેણી પોતાના મામાના પગમાં પડી અને અત્યંત કલ્પાંતથી રડી રડી હૃદય ખાલી કર્યું. ધનદત્તે શિખામણ તથા ધીરજ આપી તેને ઉઠાડી. અને કાશી તેડી આવ્યો. ઘેર આવી ધનદત્તે પોતાની સ્ત્રીને કહ્યું–"પ્રિયા, આજ આપણું મહાભાગ્ય છે કે આપણી **ભાણેજ મનોરમા** આપણે ઘેર આવી છે. આપણું ઘર એ પ્રતિવ્રતાના પગથી પવિત્ર થયું. તેનું યથા યોગ્ય સન્માન કરો અને સર્વ પ્રકારે તેને સુખી કરો." વળી તેણે મનોરમાની વીતક વાર્તા પણ કહી સંભળાવી, તેથી શેઠાણી પણ ગદગદિત થયાં, અને તેને ઘણી ધીરજ આપી. હવે મનોરમા પોતાના **મામાને** ઘેર **સુખચેનમાં** રહેવા લાગી, પણ પોતાના વ્હાલા પતિના વિયોગથી તેને હૃદયમાં હમેશ **ભારી વ્યથા અને ચીંતા** થતી હતી. અને પતિના મેળાપની રાહ જોયા કરતી હતી.

## प्रकरण ८ मुं.

ક દિવસ પ્રભાત થવા માંડ્યું હતું, કુમુદિની બીડઈ ગઈ, અને ચંદ્રમા સૂર્યનું આગમન જોઈ ચાલ્યો ગયો. સર્વ લોકો પોતપોતાને ધંધે લાગ્યા. સૂર્ય કિરણ આખી પૃથ્વિમાં રમણીયતા પ્રસારી રહ્યાં હતાં,

પક્ષીઓ પણ પોતપોતાના કાર્યમાં ગુંથાવા લાગ્યાં, ભાવિક માણસો સંધ્યા વંદનાદિ કરી નિત્ય કર્મથી પરવારી ધંધામાં ગુંથાયાં. આ વખતે એક વાંકી, રંગીલી તથા છબીલી સ્ત્રી પોતાના ડોળ દમામમાં સજ્જ થઈ બેઠેલી હતી. એની અવસ્થા ૩૦ વરસની દેખાતી હતી. ટાપટીપ કરવામાં બને તેટલી કળા વાપરતી, અને શણુગારાદિક પૂરતી કાળજીથી સજી રાખતી. શરીરે કાળી હોવા છતાં પણ પોતાને ઘણીજ રૂપાળી માનતી. દુનિયામાં એવોજ રિવાજ છે કે પોતે ગમે તેવો કુરૂપ હોય, તોપણ સર્વાંગ સુંદર માની લે છે. કાણો હોય તે પણ પોતાને કામદેવનો અવતાર સમજે છે. જગતની માયા વિચિત્ર છે. આ સ્ત્રીની આંખો નાની અને શરીર દુબળું હતું, પણ તેનાપર કિંમતી સાડી પહેરેલી હોવાથી લાવણ્યમયી જણાતી હતી. માથાના વાળ શેષનાગ સમાન જણાતા હતા. તેની બધી રીતભાત લક્ષમાં લેતાં તે એક કુલટા સ્ત્રી જણાતી હતી. જે સ્ત્રી ટાપટીપ અને શૃંગારમાં હદ બહાર રોકાય, તેને માટે સારો વિચાર કવચિત્‌જ આવે. લૂગડાં લ-તાં શરીરનાં રક્ષણ માટે માણસોને પહેરવાનાં છે. તેને શોભા તરીકે તો ગૌણ હેતુ લક્ષમાં રહેવો જોઈએ, પણ ટાપટીપ તરીકેજ તેનો ઉપયોગ થાય, એ હલકાપણાની પ્રથમ નીશાની છે.

પ્રિય વાંચનાર ! આ સ્ત્રી હંસદ્વીપના રાજાની પટરાણી છે. જે મહેલમાં એ બેઠી છે, તેને ચારે તરફ ચાર દરવાજા છે. દરવાજાની બન્ને તરફથી બાગમાં જવાનો રસ્તો છે. એક તરફનો દરવાજો રસ્તાપર પડે છે. દરવાજા-

ને પીળા સાટીનના પડદાથી શણગારેલો છે. સ્ત્રીની પાસે પાનસોપારીની રકાબી પડી છે. સ્ત્રીની સામે એક આદમી જેવડો કોઇ આયનો રાખેલો છે, તેમાં રાત દિવસ પોતાનું મુખ જોઇ જોઇ ફૂલાઇ જાય છે. એટલામાં એકદમ કાંઇ યાદ આવતાં દાસીને હાંક મારી. દાસી તુરત હાજર થઇ. દાસીને પૂછયું–"કેમ કાંઈ કહીશ કે ? "

**દાસી.**—"જી, કોઈ ખાસ વાત નથી. હાલ હું કામ-કાજ માટે રાજ દરબારની બહાર ગઈ હતી, ત્યાં એક એવો સુંદર યુવાન પુરૂષ દીઠો કે આંખમાં બે ઘડી ટાઢક વળી. એવું રૂપ તો મેં સ્વપ્નાંમાં પણ જોયું નહોતું. એની આગળ મહારાજ પણ રાંક જેવા લાગે.

રાણી પોતાની સુંદરતા અને જુવાનીના અભિમાનમાં ગોથાં ખાવા લાગી, અને કામદેવ વ્યાપી ગયો. પતિવ્રત-પણું દઢ તો હતુંજ નહિ, અને તેમાં આવી અનુકુળ વાત મળી, એટલે બળતામાં ઘી હોમાયું, એટલે પોતાની સ્થિતિ બાજુએ મૂકી બોલી–"દાસી, અરે જો એવો પુરૂષ છે, તો તું જરૂર જા, અને તેને મારી પાસે લાવ. મેં પણ તેને જતાં જોયો છે. જો વધારે વાર લાગશે, તો મારો જીવ નીકળી જશે.

દાસીને ભાવતું હતું અને વૈદે કહ્યું. રાણીઓ વગેરે અનીતિ કરે તેમાં હલકાં દાસ દાસીઓને લાભજ થાય છે. તે તો એકદમ ચાલી, અને દરબારમાં જઇ તે પુરૂષના કાનમાં કહ્યું–"કુમાર ! આપને મહેલમાં રાણીશ્રી જરૂરી કામ સારૂ બોલાવે છે, માટે સત્વર પધારો."

દાસીની વાત સાંભળી એ સુંદર યુવાન પણ અશુભ કર્મના ઉદયથી કાળના મોંતરફ રવાના થયો અને હાથમાં મોતીની માળા લઇ રાણીને ભેટ આપવાના ઇરાદાથી દાસી સાથે ચાલી નીકળ્યો. રાણીના મહેલમાં જઇ રાણીને મોતીની માળા ભેટ મૂકી. રાણી તેને જોતાંજ બેભાન જેવી થઇ ગઇ. જાણે ખરેખર કામદેવનોજ અવતાર ! કામ-વ્યથા અત્યંત પીડવા લાગી, અને બહુ સંભાળથી અલૌકીક રૂપ જોવા લાગી.

રાણીએ પણ તે યુવાનને કાનમાં કુંડલ, અને ગળામાં મોતીનો હાર પહેરાવ્યો, અને શાલદુશાલા ભેટ આપી અત્યંત પ્રેમ બતાવ્યો. તે યુવાન તે પોશાક પહેરી અધિક સુંદર બન્યો, પણ રાણીના આ અચાનક પ્રેમ-ભાવનું કારણ સમજ્યો નહિ. વારે વારે રાણી તેની સામું એકી નજરે જોવા મંડી, અને આખું શરીર નિહાળવા લાગી, પણ મોંઢે કાંઇ બોલી શકે નહિ. અંતે કુમારે કહ્યું કે કેમ, શ્રીમતીએ મને કયા કારણથી અત્રે બોલાવ્યો છે, તે ફરમાવો, તો સેવક કાર્ય ઉઠાવવા તૈયાર છે.

તે યુવાનની મીઠી મીઠી વાતો સાંભળી રાણી વધારે વધારે કામપાશમાં પીડાવા લાગી, પણ બોલી કે-"મહાશય, આપ પ્રથમ નામ ઠામ જણાવવાની કૃપા કરશો, તો મારી બિના તમને જણાવીશ. ત્યારે તે યુવાન બોલ્યો કે હું વૈજયન્તી નગરીનો શેઠ છું. મારા બાપનું નામ મહિપાળ છે અને મારૂં નામ સુખાનન્દ છે. હું અહિં વ્યાપાર કરવાને માટે કેટલાંક વરસથી આવેલો છું. મારો માલ

વેચીને અને અત્રેથી કેટલોક ખરીદ કરી હવે થોડા દિવસમાં ઘેર જવાની તૈયારીમાં છું. મહારાજનાં દર્શન માટે દરબારમાં ગયો હતો. મારૂં અહોભાગ્ય છે કે આપ જેવા રાજમાતાનું પણ દર્શન થયું, તો સેવકને ફરમાવો કે કયું કામ છે ?

રાણીએ તો આ વાત સાંભળી લાંબો નિસાસો મૂકયો, પણ હિંમત રાખી બોલી—"દાસીએ આવી આપનાં અનુપમ રૂપનાં વખાણ કર્યાં, તેથી મેં આપને જોવા માટે બોલાવ્યા. તો જેવાં વખાણ સાંભળ્યાં તેથી પણ અધિક રૂપ મેં જોયું. તમારા જેવો રૂપવાન પુરૂષ મેં આ જગત્‌માં પણ જોયો નથી. અને કામદેવ જેવા તમારા રૂપથી હું તમારામાં મોહ પામી છું. મારૂં હૃદય હાથ રહેતું નથી. હવે વધારે શું કહું ? તમે ચતુર છો તો અટલામાંજ સમજી જાઓ."

સુખાનન્દઃ—" હું કાંઇ સમજી શકતો નથી કે આ મારાં વખાણ કરવામાં આપનો શો હેતુ રહેલો છે, માટે કૃપા કરી સ્પષ્ટ સમજાવો."

રાણીઃ—" વધારે શું કહું ? પણ મારૂં હૃદય હું આપને અર્પણ કરી ચૂકી છું. હું મારા કબજામાં નથી, પણ તમારા કબજામાં છું, તો મહાશય મને અંગીકાર કરો, અને મારી ઇચ્છા પૂર્ણ કરો.

રાણીનું બોલવું સાંભળી સુખાનન્દ તો આભોજ બની ગયો. આ દેખાવ તેણે પહેલવહેલો જોયો. એક રાજપટ-રાણી તે આવી પાપી, વ્યભીચારી ! શો ગજબ ?! પોતાના

શરીરમાં થરથર કાંપવા લાગ્યો. આ પાપમાંથી શી રીતે છુટવું.? વળી પોતાની સ્ત્રીની શિખામણ પણ યાદ આવી, અને કરેલી પ્રતિજ્ઞા પાળવાનો હવેજ સમય આવ્યો છે એમ લાગ્યું, તેથી બોલ્યો–"હે માતુ, તું રાજપટરાણી છે, હું તમારી રૈયત અને રંક પરદેશી વણિક છું, તો આવું બોલવું આપને ન ઘટે. નીતિશાસ્ત્રમાં પાંચ પ્રકારનો માતા કહી છે:—

राजपत्नी गुरोपत्नी मित्रपत्नी तथैव च ।

पत्निमाता स्वमाता च पञ्चैता मातरः स्मृताः ॥

અર્થ:—રાજાની પત્નિ, ગુરૂની પત્નિ, મિત્રની પત્નિ, સ્ત્રીની માતા અને સ્વમાતા આ પાંચે પ્રકારની માતા જાણવી. તે પ્રમાણે તમે પણ રાજપત્નિ તરીકે મારી તો માતા છો, હું તમને પુત્ર સમાન છું, તો તમોએ આ જે પોશાક મને આપ્યો છે, તે મેં માતા તરફના પોશાક બરાબર ગણ્યો છે, તો હવે માતાને હું શી રીતે અંગીકાર કરૂં ? આપ ક્ષમા કરો અને આ પાપમાંથી બચો. આથી ઘોર કર્મબંધ થશે, અને આ લોકમાં મોટી અપકીર્તિ અને પરલોકમાં સ્થાનથી વિમુખ રહેશો.

રાજપત્નિ:—"અરે! આ બધી ડહાપણની વાતો જવા દો. તમે મને રાજપત્નિ ગણો છો, તો મારી આજ્ઞા તમારે માનવી જોઇએ. તમે આ જે વાતો કરી, તેથી પણ તમારે માટે મારી અધિક લાગણી ઉત્પન્ન થઇ છે; હવે વિલંબ ન કરો. મારૂં પરલોક તમારે માટે નહિ મળે તો ખેર, મારે જોઇતું નથી! દેખીતું સુખ છોડીને એ અનિ-

શ્ચિત સુખ મને જોઈતું નથી. તમારી આગળ મારો પતિ પણ મને તુચ્છ જણાયો છે ! મારે રાજસુખ જોઇતું નથી સંસારમાં તમારા વિના બીજી વસ્તુની મને પરવા કે ઇચ્છા નથી, તો આવી સ્ત્રીના પ્રેમનો તમે તિરસ્કાર કેમ કરો છો ? આવા ચતુર અને ડાહ્યા છતાં આ ન મળે તેવો વખત કેમ ગુમાવો છો ? શું કોઇ રાજપત્નિ તમારા તરફ કદી મોહ પામશે ? પણ હું તો કોઇ પૂર્વના સંબંધથી તમારામાં લીન થઇ છું."

**સુખાનંદ** (પોતાના મનમાં ઘણો દુઃખી થતો થતો આંસુ પાડતો બોલ્યો):—"હાય ! તમારી આંખમાં આ શો પાપનો પડદો વળી ગયો છે, કે તમને નીતિની વાત ગમતી નથી! આ મહાપાપનું કેવું ફળ મળશે, તે તમે સમજતાં નથી."

**રાણી**:—" હું તમારૂં બધું કહેવું સમજું છું, પણ પ્રેમ પાસે તે બધું કાંઇ વિસાતમાં નથી."

**સુખાનંદ**:—" તમે આ પાપમય પ્રેમમાં પડી ધર્મ કર્મને બાજુએ મૂકો છો, પણ હું શા માટે ધર્મ જે મને મારા જીવ કરતાં વહાલો છે, તેને તિલાંજલી આપું ? મારે તો પ્રતિજ્ઞા છે, અને તેમાં હું ડગીશ નહિ."

**રાણી** તો ભયંકર કલ્પાંત કરવા લાગી, અને નિરાશ થઇ બોલી:—" પ્યારે ! હું કાંઈ આપની સાથે લગ્ન કરવા ચાહતી નથી અને આપની સ્ત્રીને છોડી દો, એવું પણ મારૂં કહેવું નથી. હું તો આપની એક વખતની પ્રેમ-પાનની ઈચ્છા માત્ર કરૂં છું, તે પૂરી કરો. એટલામાં તો સ્ત્રીનું ગળું રૂંધાઇ ગયું, અને મૂર્ચ્છિત બની ગઇ !

સુખાનંદ પણ આ વખતનો લાભ લઈ મહેલની બહાર નીકળી ગયો, અને જાણે કેદખાનામાંથી છુટયો હોય, તેવું તેને લાગ્યું.

થોડીવારમાં સ્ત્રીની મૂર્છા દૂર થઇ, અને જુએ છે તો મહેલ સુખાનન્દ વિના સૂનકાર જણાયો. પોતાનો પ્રાણ ચાલ્યો ગયો, અને શિકાર હાથથી છટકી ગયો. હવે શું કરવું ? મારૂં અપમાન કરી ચાલ્યો ગયો. મારા વિચાર જાણી ગયો, કદાચ મારી વાત પણ કરી મારી ફજેતી કરશે, તો હવેતો તે નીચનેજ ઉલટો સપડાવવો, જેથી મારી ફજેતી થતી અટકે અને એ લુચ્ચાને પણ તેનું ફળ ચખાડું. શું ! એક સ્ત્રીને તુચ્છ વણિક છેતરી જશે ? એમ કદી નહિ બને. તે વેશ્યાના મનમાંથી કૃત્રિમ પ્રેમ નીકળી ગયો, અને ક્રોધભાવ પ્રગટી નીકળ્યો. આ અબળા હવે સબળા થઈ; ગરીબ મટી તોફાની સ્વરૂપ પ્રકટયું, અને એક નીચ સ્ત્રીનાં સઘળાં લક્ષણો બહાર કાઢયાં. શરીરનાં આભૂષણ કાઢી નાંખ્યાં, લૂગડાં ફાડી નાંખ્યાં, માળા તોડી નાંખી અને શરીરપર હાથવડે ઉઝરડા કરી લોહી કાઢયું; અને ક્રોધભવનમાં જઇ વિલાપ કરતી રડવા બેઠી. જાણે તેનો સગો ભાઇ કેમ મરી ગયો હોય ! દાસીને બોલાવી કહ્યું કે પેલો નીચ આપણને છેતરી ચાલ્યો ગયો છે; માટે હવે તેને આપણું સ્વરૂપ બતાવવું જોઇએ, નહિ તો તે તને અને મને બંનેને ફજેત કરશે. દાસી તુરત રાજદરબારમાં ચાલી ગઇ અને મોટો પોકાર કરી કહેવા લાગી–"મહારાજ ! મોટો જુલમ થયો ! શી વાત કરૂં ? રાણીશ્રીએ સુખાનન્દ

શેઠને મોતીની માળા લેવા મહેલમાં બોલાવ્યો, તો તે નીચ ધર્મ ભૂલી મહાકામી થઈ રાણીશ્રીની લાજ લૂંટવા તૈયાર થયો; રાણીશ્રીને બેજાન બનાવી દીધાં છે, શરીર લોહી લુહાણ થઇ ગયું છે, અને મહા કલ્પાંત કરે છે.

**મહારાજ** પણ અક્કલના બારદાન હતા, અને વિવેકનું નામ પણ જાણતા નહોતા. સ્ત્રીનો દાસ હતો. તેને તો મહા પતિવ્રતા સમજી લાંબો વિચાર કરવાની તકલીફ નહિ લેતાં તે તો ક્રોધમાં બડો બેવકૂફ બન્યો. **માણસ ક્રોધમાં જે ન કરે તે ઓછું**; મોટા મોટા જ્ઞાનીઓએ પણ ક્રોધ વશ થઇ ન કરવાનાં કાર્યો કીધાં છે, તો આ અજ્ઞાનને શું કહેવું ? તેમાં વળી સ્ત્રીની વાત એટલે અક્કલ ઠેકાણે રહેજ નહિ. કેટલો જુલમ ! રાજ પત્નિ પણ નિર્ભય નહિ, તો આવા નીચ લોકો રૈયતમાં તો કેટલો જુલમ કરતા હશે ? એવાને જીવતા રાખવાથી ઘણુંજ નુકશાન છે. સેવકો ! સુખાનન્દને પકડી ફાંસીએ ચઢાવી દો અને તુરત ખબર આપો, કે રૈયતનું એક મહા કંટક જાય.

રાજાઓ તો ઘણે ભાગે આવાજ અક્કલવાન હોય છે, તે તો મોજ શોખ અને ગાનતાન કરવાજ રાજગાદીએ બેસે છે. તેઓ જાણે સ્વર્ગનું સુખ મળ્યું હોય, તેમ રાજગાદીને માને છે, પણ **રાજા તે તો પ્રજાનો નોકર** છે, તેને સુખ ભોગવવાનું નથી, પણ પોતાના ખરચ જેટલા પૈસા તીજોરીમાંથી લઇ બાકીનું રૈયતના હિતમાં વાપરવાનું છે, પણ એવા રાજા કલિયુગમાં દુર્લભ થયા છે. અહિં તો **રાજા એટલે રૈયતનો ધણી.** મરજીમાં આવે તેમ

વર્તે. પણ આવા રાજાઓ મારફતજ માત્ર રાજ્ય ચાલતું હોય, તો થોડાજ વખતમાં પ્રજાનો કચરઘાણુ વળી જાય, પણ પ્રજાના નશીબે તેવા રાજા પાસે કેટલીકવાર સારો મંત્રી હોય છે, અને મંત્રી ડાહ્યો અને ચતુર હોય, તો રાજાને આડે માર્ગે જતો અટકાવે છે, અને મોટું અહિત કરતો તેને બચાવે છે, પણ એવા હિંમતવાન મંત્રી મળવા એ દુર્લભ છે. પ્રજાનાં ભાગ્ય હોય તોજ એવા પ્રધાન મળે, અને રાજાનું પણ તેમાં ભાગ્યજ સમજવું. રાજ્ય તો રાજાના નામથી ચાલે છે, પણ તેનો ચલાવનાર તો પ્રધાનજ હોય છે. આ રાજા પાસે પણ ભાગ્યયોગે ડાહ્યો પ્રધાન હતો, જે સુખાનન્દનો મિત્ર હતો, અને તેને સંપૂર્ણ ઓળખતો હતો. રાણીનાં ચરિત્રથી પણ તે વાકેફગાર હતો, તેથી તુરત સમજી ગયો કે આમાં જરૂર કપટ સમાયલું છે, પણ જો આ વખતે હું ચુપ બેસીશ, તો નિર્દોષ માણસ હમણાંજ મરણ પામશે, અને મારા મંત્રીપણાને મોટું કલંક આવશે, માટે ગમે તેમ થાઓ, પણ જાણવા છતાં આ અન્યાય અને જુલમ થવા દેવો એ મોટું પાપ છે, તેથી હિંમત રાખી બોલ્યો,—"મહારાજ! ગુનેહગારને અવશ્ય શિક્ષા કરવી એ આપણું કર્તવ્ય છે, પણ લોકો આપણને અન્યાયી ન કહે, તે પણ લક્ષમાં રાખવું જોઇએ. સુખાનંદ ગુનેહગાર હોય તો આપણે તેનો રીતસર ન્યાય કરવો જોઇએ. પછી તેનો પણ જવાબ લઇ તેને યોગ્ય લાગે તો શિક્ષા કરવી, પણ તેની કશી હકીકત સાંભળવા વગર આવો ઇન્સાફ કરવો એ ન્યાયવિરૂદ્ધ છે. વળી તે કાંઇ સાધારણ

માણુસ નથી. તે મોટો ધનવાન અને પરદેશી ગૃહસ્થ છે. તેની સાથે પણ લગભગ ૫૦૦ માણુસનું લશ્કર છે, તેથી તેઓ જીવતાં સુધી તેને આંચ આવવા દેશે નહિ. અને મોટી લઢાઇ સળગશે, તથા તેના રાજાની સાથે પણ વેર બંધાશે. તેને એમ લાગશે કે મારા માણુસને બિન ગુન્હે કતલ કર્યો છે. તો બરાબર તપાસ કરો. સ્ત્રી જાતિ બડી ચંચળ હોય છે, તેના કહેવા ઉપર વિશ્વાસ રાખવાથી ઘણા અનર્થ થયા છે. રાણીને મોતીનો હાર લેવો હતો, તો આપને કેમ પૂછયું નહિ? અને સુખાનન્દને જાતે બોલાવ્યો. એમાં કાંઇ ભેદ પણ હોય! રાજાના ક્રોધાગ્નિમાં મંત્રીએ પાણી રેડયું. થોડીવાર વિચાર કરી રાજા બોલ્યો,:—“ પ્રધાનજી! તમારૂં કહેવું વાસ્તવિક છે. પહેલા તે શેઠને બોલાવો, પછી ઉચિત લાગે તે કરો.”

મંત્રીએ નીચે મુજબ સુખાનંદને કાગળ લખી માણુસ સાથે તુરત આવવા જણાવ્યું—

**શ્રીયુત શેઠ સુખાનન્દજી,**

મહારાજ સાહેબને આપને મળવાની અને કેટલીક હકીકત પૂછવાની ઘણી જરૂર છે, અને તમને ખાનગીમાં મળવું છે, તો આશા છે કે તમે સત્વર દરબારમાં પુનઃ આવશો.

આપનો દર્શનાભિલાષી

**મંત્રી—હંસદ્વીપ.**

ચાકરે પત્ર લઇ સુખાનન્દને આપ્યો. રાજા બોલાવે, એવો બીજો કોઇ પ્રસંગ નથી, માટે એ પાપીણીએ અવશ્ય કાંઇ

કપટજાળ રચી હશે. પોતાના માણસોને સવિસ્તર બનેલી વાત જણાવી. અપયશ થવાના ભયથી શરીર કાંપવા લાગ્યું. પારકો દેશ; ધન અને પ્રાણ જવાની બીક; અને આપણે લાગવગ પણ અહિં કોઇનો નહિ તેથી મોટી ચિંતા છે, પણ સૈનિકોએ કહ્યું કે–કુમાર, ચિંતા ન કરો. અમે આજ સુધી બેઠાં બેઠાં આપનું નિમક ખાધું છે, તો આજ અમારો પ્રાણ જતાં સુધી આપનું રક્ષણ કરીશું. વળી ધર્મનું બળ મોટું છે, અંતે સત્ય તરશે; અને આપનો જય થશે, અને પાપનો ક્ષય થશે, માટે હિંમતથી દરબારમાં જાઓ અને બનેલી ખરી હકીકત નિવેદન કરો.

સૈનિકોની આ વાત સાંભળી કુમારને ધૈર્ય આવ્યું, તો પણ શસ્ત્ર સજી સૈનિકોની સાથેજ દરબારમાં આવ્યો. સૈનિકો પણ તમામ હથિયાર સજી મરવા અથવા મારવા માટે તૈયારજ હતા.

સુખાનંદનો દબદબો જોતાંજ હંસદ્વીપનો રાજા અંજાઈ ગયો. તેના મોંઢા ઉપર ધર્મનો પ્રભાવ જોઇનેજ તે તેને નિર્દોષ માનવા લાગ્યો, અને તેને દરબારમાં ઉત્તમ સ્થાનપર માન સાથે બેસાડયો. કુમારનો ઠાઠમાઠ અને સૈનિકોની તૈયારી જોતાંજ પ્રધાનનું કહેવું ખરૂં લાગ્યું અને જાણ્યું કે હમણાંજ નવી આપત્તિ ઉભી થાત ! પરંતુ દરબાર બરખાસ્ત કરી કુમારને એકાંતમાં લઇ જઈ મહારાજાએ પૂછ્યું—"આજે તમને બોલાવવાનું કારણ એ છે કે અમારી રાણી એમ કહે છે કે કુમારે મને બળાત્કાર કરવા અને મારી લાજ લેવા અનેક હલકા પ્રયત્નો કર્યા વગેરે. તો એ બાબત શું છે?

તે વિગતવાર જણાવો. સુખાનંદના સૈનિકોએ કહ્યું કે મહારાજ, ખરી વાત કહેવામાં સંકોચ ન રાખવો. **સાચને આંચ નથી.**

**કુમારે** કહ્યું–" કર્મ સંજોગે આજની મારી સ્થિતિ દુર્ઘટ છે, પણ સાંભળો,-તમારી રાણી મહા કુલટા જણાઇ છે, તેણે મને હાર લેવાને બહાને રણુવાસમાં બોલાવ્યો, હું તો મારી માતા સમજી ગયો. પ્રથમ તો મને હાર પહેરાવ્યો, તથા પોશાક આપ્યો. મેં જાણ્યું કે રાજમાતા મને પહેરામણી આપે છે; તેથી મેં સ્વિકાર કર્યો, પણ તેની ઇચ્છા ભૃષ્ટ હતી, તેણે મને જે કહ્યું તે કહેવા યોગ્ય નથી; આપ વિચાર કરી લો.

**રાજા**:—"અર્થાત્ ?"

**સુખાનંદ**:—"કામથી વ્યથિત હોવાથી વ્યભિચાર કરવાની ઇચ્છા પ્રગટ કરવા લાગી. મેં અનેક ધાર્મિક તથા વ્યવહારિક બોધ આપ્યો, મારી માતા કહી, પરીણામ સમજાવી ભય બતાવ્યો, પણ તે એકની બે થઇ નહિ. આગ્રહ કરતાં કરતાં મૂર્ચ્છિત થઇ ગઈ, એટલે લાગ મળતાં હું નાશી છુટયો. ત્યારબાદ વેર વાળવા આ **કુપટજાલ** રચેલી જણાય છે.

રાજાએ કુમારે પહેરેલાં આભૂષણ પિછાન્યાં; અને તેની વાત ખરી લાગી. તેને ક્રોધની જ્વાળા પ્રગટી. હવે શું કરવું ? નીચ નારીએ મારી આબરૂ લીધી; મને બેવકુફ બનાવ્યો અને મારૂં નાક કપાવ્યું. એ કૂલટાનું શું કરવું ! વળી એક નિર્દોષ માણસને ફસાવવા કેવું નીચ કપટ

રચ્યું !!! આવી નારીઓને બને તેટલી શિક્ષા કરવી જોઇએ, **પણ નારીનો વધ કરાવવો એ અધર્મ છે**, તો મને આ બાબતમાં એકજ રસ્તો જણાય છે, કે તેને હું સદ્દીપની બહાર કાઢી મૂકવી. રાજાએ તુરતજ સેવકોને આજ્ઞા આપી. સેવકોએ **રાણીને** પકડી મોટી ફજેતી સાથે **દેશનિકાલ કરી**. રાજાના નિષ્પક્ષપાત ન્યાય માટે પ્રજાએ વાહ! વાહ! કરી. અને ગામની કુલટા સ્ત્રીઓ પણ થરથરી ઉઠી. સારા મંત્રીના સમાગમથી રાજાને મોટો યશ પ્રાપ્ત થયો.

પ્રિય વાંચકો! વિચાર કરો. શીલનું કેવું મહાત્મ્ય છે? **મનોરમા** અને આ **કામિનીનો** વિચાર કરો. મનોરમા શીલ સાચવવા જતાં અનેક કષ્ટ પામી, તોપણ તેમાં દૃઢ રહી. આ કુલટાએ શીલ હરરાજ કરવા બહુ બહુ પ્રયત્ન કર્યા, પણ તેનો રાખનાર કોઈ મળ્યો નહિ, અને પૂર્ણ ફજેત થઇ. મનોરમાએ રાજકુમાર ઉપર વિજય મેળવ્યો, અને સુખાનંદે શીલના પ્રભાવથી રાજરાણીને હરાવી. એ બધો પ્રભાવ શીલનો છે. **શીલ એ મહાન્ શક્તિ છે**, પણ આજકાલ આપણી પ્રજામાં તેને શોધવા જવું પડે તેમ છે. આવી મહત્વની વાતઉપર સ્ત્રી પુરૂષો બેદરકાર છે, જેને માટે આ આર્યભૂમિનું ગૌરવ છે, તે હાલ નષ્ટ થાય છે, એ આર્ય ભૂમિ અનાર્ય થાય તો નવાઇ નથી. વાંચનારા જાતે વિચાર કરી લો, અને તમારા અંતઃકરણને પુછો, કે સુખાનંદની જગ્યાએ તમો હોત, તો શું પરિણામ આવત? શું! તમારૂં શીલ સાચવત? જો તમારૂં અંતઃકરણ ના પાડે, તો તમને ધિક્કાર છે, અને તમારા અંતઃકરણમાં

શીલ સાચવવા દૃઢતા હોય, તો તમને હમારા હજારવાર નમસ્કાર છે. શીલ સાચવનાર સ્ત્રી પુરૂષને આખી જીંદગીમાં કદી દુઃખ આવતું નથી, તેમને સર્વ સહાય મળે છે, કોઇ કામમાં તે પાછળ પડતો નથી. તેની કદી હાર થતી નથી, પણ જીવ જતાં પણ તેને જાળવી શકે તોજ. આપણો દેશ શીલ નષ્ટ થતાંજ દુઃખી છે. તમારે આ લોક અને પરલોકમાં ઉન્નતિ કરવી હોય, તમારે એકદમ વિજયી થવું હોય, મોક્ષસુખને પ્રાપ્ત કરવું હોય, ન્યાત જાત અને દેશમાં મહાન્ થવું હોય, તો **આજથીજ શીલની પ્રતિજ્ઞા કરો** અને બીજા પાસે કરાવો; પણ ભાઇ, તેને સાચવવું બહુ મુશ્કેલ છે હોં. જેણે કામ જીત્યો, તેણે જગત જીત્યું જાણવું. કહ્યું છે કેઃ—પારાવાર જીતે તે તો દુસરો પરમ હૈ–કામદેવ જીતે તે તો બીજો પરમેશ્વર છે.

**મારી ધર્મ ભગિનીઓ**; પુરૂષો ગમે તેવા નીચ થાય; પણ આ દેશનું ગૌરવ તમારામાં છે; બાલ્યાવસ્થામાં વિધવા થયા છતાં અન્ય પતિ નહિ કરવાનું અભિમાન માત્ર આર્ય બહેનોને છે; **શીલવ્રત** એ તમારો **પ્રાચીન પટો છે**; તેને શોભાવો અને પ્રાણ જતાં સુધી તમારા અમુલ્ય શીલનું રક્ષણ કરો.

**મહારાજ**, સુખાનન્દજી ઉપર બહુ પ્રસન્ન થયા; અને તેની ક્ષમા માંગી; વળી કહ્યું કે તમારા ઉપર પ્રસન્ન થઇ હું તમને મારી પુત્રી અર્પણ કરૂં છું, તો કૃપા કરી તેનો સ્વિકાર કરો.

**સુખાનંદઃ**—" મહારાજ, આપની આજ્ઞા માથાઉપર

છે. હું આપનો મોટો આભારી છું, પણ રાણીને મેં માતા કહી છે, તો આપની પુત્રી મારી ભગીની (બ્હેન) સમાન છે; માટે ક્ષમા કરો."

**રાજાઃ**—"સુજ્ઞ ! તમારા અવતારને ધન્ય છે. તમારી ટેક ઉત્તમ છે. તમારા જેવા જેને પુત્ર છે, તે માતા પિતાને ધન્ય છે; તમારા જેવો પુત્ર એક છતાં કુળમાં દીપક સમાન છે.

ત્યાર બાદ કુમારને રાજાએ પહેરામણી આપી અને તેને ઘર સુધી જાતે વળાવા ગયો.

સુખાનંદ પણ આ વિઘ્નમાંથી પસાર થતાં પોતાના દેશ તરફ રવાના થવા ઉપડયો; અને પોતાનો મુકામ ઉઠાવી હંસદ્વીપને છેલ્લી સલામ કરી.

## प्रकरण ९ मुं.

ખાનંદ પોતાના દેશ તરફ પોતાનાં વિયોગી માતાપિતાને મળવાના આનંદમાં અને પોતાની વ્હાલી પ્રાણપ્રિયાનું અંતઃકરણમાં ધ્યાન ધરતો ધીમે ધીમે ચાલતો જાય છે, દરરોજ અમુક અમુક માર્ગ કાપે છે, ઠેકાણે ઠેકાણે મુકામ કરે છે, દેશદેશના રીતરિવાજ લોકોની રીતભાત જુએ છે, અને વ્યાપાર સંબંધી હકિકત પણ મેળવતો જાય છે; એમ કરતાં કેટલાક દિવસે એક વનમાં આવી પહોંચ્યો કે જ્યાં સારથી મનોરમાને એકલી મૂકી

ગયો હતો. સૂર્ય માથે આવ્યો હતો, ગરમી બેશુમાર પડતી હતી, સૈનિકો પણ થાકી ગયા હતા અને આરામની જરૂર હતી. શીતળ છાયાવાળું આ સ્થળ દેખાવાથી સૈનિકોની ઇચ્છાને વશ થઈ સુખાનંદે ત્યાંજ મુકામ કરી થાક ઉતારવાનો વિચાર કર્યો, અને યોગ્ય જગ્યાએ બિછાનું પાથરી પોતપોતાના કપડાં પાથરી તથા પોશાક ઉતારી સૌ બેઠા. નિત્યકર્મ કરી ત્યાંજ સુંદર ભોજન બનાવ્યું, અને ત્યાર બાદ સર્વેએ વિશ્રામ લીધો. પછી સઘળા ભેગા થઇ પોતાના વતનમાં પહોંચવાના આનંદમાં અનેક ગપાટા મારવા લાગ્યા. હંસદ્વીપની પણ વાતો ચાલી, એટલામાં દૂર એક માણસ ચાલતો દેખાયો, અને બારીકીથી જોતાં કુમારને તે પોતાના નગરનો ઓળખાયો, તેથી તે માણસને બોલાવવા ચાકરને હુકમ કર્યો, અને કહ્યું કે તેને તુરત બોલાવી લાવ. એ આપણા નગરનો દેખાય છે, તો આપણા ઘરની ખબર અંતર પૂછીએ. નગરનો વિયોગ લાંબા વખતનો છે; તો આ સ્થળે આ માણસનો મેલાપ એ મહાભાગ્ય છે.

ચાકર દોડતો દોડતો ગયો, અને તે માણસને બોલાવી લાવ્યો. તેને યોગ્ય સન્માન આપી પ્રેમથી યોગ્ય આસને બેસાડયો, પણ એકમેકને સંપૂર્ણ ઓળખાણ થયું નહિ, તેથી કુમારે પૂછયું:—" કેમ ભાઇ, તમે વૈજયન્તીમાં રહો છો કે નહિ ?"

**માણસ**:—" જી હા; કામ પ્રસંગે બીજે ગામ જાઉં છું. મેં પણ આપને જોયેલા છે. આપ મહીપાળ શેઠના પુત્ર તો નહિ ? "

**સુખાનંદજીઃ**—વાહ ભાઇ ! તેજ હું અને મારૂં નામ સુખાનંદ છે. હું વિદેશમાં વ્યાપાર નિમિત્તે ગયો હતો. ઘર છોડયાં ઘણાદિવસ થયા; તેથી મન બહુજ આકુળ વ્યાકુળ છે, તમને ઓળખીને કાંઇંક ખબર અંતર જાણવાનેજ બોલાવ્યા છે, તો કેમ નગરમાં સુખ શાન્તિ છે ? મહારાજા અને પ્રજા આબાદ છે ? મારા માબાપ પણ ખુશી છે ?

આ માણસ તો કુમારને ઓળખી દિગ્મૂઢ બની ગયો; અને શું કહેવું તેજ વિચારમાં પડયો. તેના ઘરની સ્થિતિ યાદ આવતાં આંખમાં ચોધાર આંસુ પાડવાં માંડયાં, ચિત્ર જેવો બની ગયો અને મોઢેથી કાંઇ બોલી શકયો નહિ. તે માણસની આવી દશા દેખી કુમાર વ્યાકુળ બની ગયો. તેને કાંઇક અશુભ જણાયું, પણ ધીરજથી બોલ્યો–"ભાઇ વ્યાકુળ કેમ બન્યા ? જે હોય તે કહો, તમે દિલગીર કેમ થયા ?

પેલા માણસે તો લાંબો નિશ્વાસ મૂકયો અને કહ્યું "હાય ! શું કહું ? મહારાજ અને પ્રજા ખુશી છે, પણ આપને ઘેર તો મોટો અનર્થ થયો. આપની માતાએ કોઇ દુષ્ટના કહેવા ઉપરથી તમારી નિર્દોષ સ્ત્રીપર કલંક ચઢાવી મહીપાળની અનુમતીથી તેને ઘર બહાર કાઢી મુકી અને આવા નિર્જન વનમાં તમારા સારથી સાથે એકલી મોકલાવી દીધી હતી. ત્યાર બાદ તેનું શું બન્યું તે કાંઇ ખબર નથી.

લાંબી મુદતના વિયોગીને સ્ત્રીની આ આપત્તિ વજ્ર સમાન લાગી. પોતાની સ્ત્રીના નિર્દોષપણા માટે તેને જરા શંકા નહોતી, તેથી મારા વિયોગથી નિર્દોષનો ઘાત થયો, તે માટે મનેજ ધિક્કાર છે. હાય, હાય ! હવે હું શું કરૂં?

શું મોઢું લઇને શા ઉમંગથી ગામમાં જાઉં છું ? શું કહું ? સ્ત્રીનો બચાવ પણ શું કરૂં ? વળી ઘણા દિવસ સુધી તે કોમળ અનાથ સ્ત્રી આ નિર્જન વનમાં શી રીતે જીવે ? કુમાર બેભાન થઇ પડી ગયો; કેટલીક વારે શુદ્ધિ આવતાં તેના માણસોએ બહુ ધીરજ આપી કે કુમાર ઉઠો, ઘેર ચાલો; હવે ઉપાય કરો. ચિંતા કરવાથી શું લાભ થશે ? ગુણવાન સ્ત્રીનો બચાવ કુદરત કરશે. હશે ત્યાંથી હમે તેને શોધી લાવીશું.

કુમાર ગદ્‌ગદ્ કંઠે બોલ્યો–" પ્રિય વીરો ! મોટો ગજબ થયો; એ સ્ત્રી જીવતી હોવા સંભવ નથી. તે મારા વિયોગમાં બળતી હતી, તેમાં ઘી હોમાયું; આ નિર્જન વનમાં અનેક પશુ, જાનવરાદિનો તે ભક્ષ થઇ હશે ! આ વનમાં માણસ કદી આવતું નથી, તેથી નિશ્ચય તે દુનિયા છોડી ગઇ. હવે હું ઘેર જઇને શું કરૂં ? આ કમાણી કોને બતાવું ? મારૂં સર્વસ્વ નાશ પામ્યું; હવે હું ફકીરી લઇ લઉં છું; હવે આ સંસાર મને અસાર વિષમય થયો છે; એ રમણી મળે તો નગરીમાં પ્રવેશ કરવો; નહિ તો તે રમણીની પેઠે રખડતો ભટકતો આ વનમાંજ દેહ ત્યાગ કરીશ અને તેને મળીશ. સૈનિકોએ બહુજ સમજાવ્યો; પણ બધું વ્યર્થ. છેવટ તેઓ લાચાર થઇ કુમારને એકલા છોડી સર્વ માલમત્તા લઇ રડતા કૂટતા શહેરમાં ગયા, મહિપાળ શેઠને માલમત્તા સોંપી નોકરી છોડી ચાલ્યા ગયા અને સુખાનંદની સ્થિતિ કહી દીધી.

મહીપાળ અને શેઠાણીને લાંબા દિવસે પુત્રનો

વિયોગ મટવાને બદલે સહાનો થયો. પાછળથી ઘણો પસ્તાવો થયો હતો; પણ મનોરમાની શોધ કરવી હવે નકામી છે, એમ ગણી મનમાંજ સમજયાં હતાં, પણ આ તો પુત્રવધુ સાથે પુત્ર પણ ખોયો. તેના શરીરમાં જાણે આગ લાગી હોય તેમ બન્ને હાથ પગ પછાડતાં કકલાણ કરવા મંડયાં. તેઓ બોલ્યાં:—"હાય! અમારી કરણી અમને નડી. નિર્દોષ સ્ત્રીને પજવી તેનું આ ફળ! આજ વંશનું નામ પણ રહ્યું નહિ. કુળનો દીવો હોલવાઈ ગયો, અને આ દુઃખ જોવા અમે જીવતા રહ્યા. અરે! હવે હું શા માટે જીવું છું? પુત્ર, સંસાર છોડી ચાલ્યો ગયો, હવે અમારે શું કરવું? અરે! તે કોમળ પુત્ર અને પુત્રવધુએ અમારી ભૂલથી કેવું દુઃખ ભોગવ્યું? અમે તે પાપમાંથી કયાં છૂટીશું? હે ભગવાન! અમને બચાવ. અમે શરણે છીએ. અમારી આબરૂ રાખ.

## प्रकरण १० मुं.

સુખાનંદે આભૂષણ તોડીને ફેંકી દીધાં, પોશાક ઉતારી મોંઢા અને શરીર ઉપર ભભૂત લગાવી અને વ્હાલી સ્ત્રીના વિયોગથી તન મનની શુદ્ધિ ભુલી સંસાર માત્રનો વિયોગ કર્યો.

પ્રેમની લીલા વિચિત્ર છે. તે એક પિશાચ છે; તેનાથી લાખો માણસોનો સંસાર ધૂળધાણી મળી ગયો છે. લાખો માણસો નર્કના મોંમાં જઇ પડયા

છે. સુખાનન્દજીને જેવો પ્રેમ મનોરમા પ્રત્યે છે, તેવો જો **આત્મ કલ્યાણ** પ્રત્યે હોય, તો એક ક્ષણમાં **મોક્ષ પ્રાપ્તિ** થાય.

હવે **સુખાનંદ** વિરહવેદના સમાવવા કે પોતાના શરીરની આહૂતિ પ્રેમ યજ્ઞમાં આપવા વને વનમાં રખડતો ફરવા લાગ્યો. અને ઝાડ, પાન, પથ્થર, પહાડ વગેરેને સજીવ દેખી પોતાની પ્યારી મનોરમાની હકીકત પૂછવા લાગ્યો ! અને એમ ભમતાં ભમતાં કેટલેક સમયે **રાજગૃહી-નગરીમાં** આવી પહોંચ્યો.

પાણીના ઘાટ ( પનઘટ ) ઉપર અનેક સ્ત્રીઓ પાણી ભરતી હતી, અને સાસુ, નણંદ, મા, બાપ, ધણી વગેરેની વાતો કરતી, એક બીજાના સંબંધની નહિ એવી પણ તરેહ તરેહ વાતો કરતી હતી. ટુંકામાં આખા શહેરની સર્વે **નવી જુની વાતો** ત્યાં બહાર પડતી હતી. સારી નઠારી સર્વ વાતો આવે સ્થળે આવી પહોંચે છે. વર્તમાન પત્રોને માટે તો રોઇટરની ઓફીસ સમાન એ સ્થળ છે. છૂપી પોલિસના જાસુસો પણ તે જગ્યાએથી ખૂન જેવી મુશ્કેલ બાતમીઓ મેળવે છે. સુખાનન્દ પણ પાણીના ઘાટ ઉપર આવી ચઢયો અને પોતાના સંબંધમાં પણ કાંઇ જાણવાનું મળશે, એમ જાણી ત્યાંજ ફરવા લાગ્યો. થોડીવારમાંજ **મનોરમાની વાત** છેડાઇ.

**પહેલી:**—" બહેન, તમે એ નથી સાંભળ્યું કે રાજકુંવર કોની સ્ત્રીને વનમાંથી ઉપાડી લાવ્યો હતો ? "

**બીજી:**—" હા, હા, પણ તેનું શું થયું ? "

**ત્રીજી**:—"શું થાય ? તે તો મહા **શીલવતી** છે. તેનો એક વાળ પણ વાંકો થઇ શકયો નહિ. રાજકુંવરને કોઇએ મારી તેને છોડાવી. **મૂઓ ઠીક લાગમાં આવ્યો.**"

**બીજી**:—"પણ હાલમાં તે સ્ત્રી કયાં છે? શું રાજકુંવરે છોડી દીધી?"

**પહેલી**:—"હા, તે પાપી તેને વનમાં મૂકી આવ્યો."

**ત્રીજી**:—"અરે, ત્યારે તે તો બિચારી વનમાંજ મરી ગઇ હશે."

**પહેલી**:—"નહિ, નહિ. તેનું પરમાત્માએ તેના પુન્ય પ્રભાવથી જરૂર રક્ષણ કર્યું હશે."

**ચોથી**:—"મેં તો સાંભળ્યું છે કે **કાશીનો** કોઇ શેઠ તેને મળ્યો, અને તે પોતાને ઘેર તેડી ગયો. તે તેનો **મામો** થાય છે.

એમ વાતો કરતી કરતી પેલી સ્ત્રીઓ પોતાનાં બેડાં ઉઠાવી ઘર તરફ ચાલતી થઇ.

**સુખાનંદ** પણ પોતાની સ્ત્રીનો પત્તો મળતાં ખુશી થઈ ચાલી નીકળ્યો. અને પોતાની ઝોળી ઉઠાવી સીધો કાશીનો રસ્તો લીધો. થોડા દિવસમાંજ અનેક વિકટ રસ્તાઓમાંથી પસાર થઇ **કાશી** (બનારસ) પહોંચ્યો. અને પોતાના મામાશ્વસુર (સસરા) ને ઘેર જઇ શેઠજીને પૂછ્યું—

"આપ મારી પ્રાણ પ્રિયાને વનમાંથી લાવ્યા છો, તો મને તેનો મેળાપ કરાવો."

**ધનદત્ત** તો મનોરમાનો **પતિ** થઇને આવનાર આ **સન્યાસીને** જોઇને આભો બની ગયો, પણ તેની મુખકાન્તિ જોતાંજ વિચાર કરી બોલવા લાગ્યો:—

"હું આપને ઓળખતો નથી, પણ મનોરમા તો મારે ઘેર છે. જો તે તમને ઓળખે, અને તમારી સાથે આવવાની હા કહે, તો મારી ના નથી."

પછી ઘરમાં જઈ શેઠજીએ મનોરમાને આ સંબંધી સંપૂર્ણ રીતે વાકેફ કરી, પણ ભિખારીનો વેશ છે, તે પણ જણાવ્યું, તેથી મનોરમા ઝરૂખા ઉપર જઇ બારીએ ઉભી રહીને ભિખારીને બરાબર નિહાળવા લાગી, પણ તેને જોતાંજ તેનું હૃદય પ્રસન્ન થયું; પોતાના પતિને તુરત ઓળખી કાઢયો અને પોતાની સખીઓને હર્ષથી કહ્યું—"સખીઓ, ગમે તેમ હોય, પણ તે મારો પ્રિય પતિ છે. તેમાં જરા પણ શંકા નથી. મારો ભાગ્યયોગ ઉભરી આવ્યો, અને મારી લાજ રહી તથા મારા પતિને હું પુનઃ પામી. મને લાગે છે કે મારા વિયોગથી તેણે ભભૂત લગાવી આ વેશ ધારણ કીધો છે, એટલે જવલ્લેજ ઓળખાઇ શકે. "હે સખી! દોડ દોડ, અને એનો બનતો આદર સત્કાર કર તથા મારી ખુશ ખબર આપ."

સાહેલીએ ત્યાં જઇ તુરત શેઠ ધનદત્તજીને જણાવ્યું કે જરૂર એ વેષધારી છતાં મનોરમાનો પતિ સુખાનંદ છે. આથી શેઠજી ઘણો આનંદ પામ્યા, અને ઘણો આદર-સત્કાર આપી મહેલમાં તેડાવી લાવ્યા; અને આ વેશનું કારણ પૂછયું; તથા તેના માતપિતાના સમાચાર પૂછયા; એટલે સુખાનંદે કહ્યું કે હું તેમને મળ્યોજ નથી; મનોરમાના દુઃખ સમાચાર સાંભળી મેં આ વેશ ધારણ કીધો છે, અને રસ્તામાંથીજ તેની શોધમાં નીકળી પડયો છું. તમારી કૃપાથી હું મારી પ્રાણપ્રિયાના પુનઃ દર્શન પામ્યો.

**ધનદત્તજી**એ તુરત હજામને બોલાવી સુખાનંદની હજામત કરાવી લીધી, તથા ઉત્તમ પોશાક અને અલંકાર પહેરાવ્યા. તુરતજ વિવિધ પ્રકારનાં ભોજન તૈયાર કરાવ્યાં, અને ઘણા પ્રેમપૂર્વક તેને જમાડયા. આ પ્રમાણે દિવસનો વખત પસાર કરી, રાત્રિએ મનોરમા પાસે આવ્યો.

લાંબા વખતના વિયોગને અંતે આ મેળાપ થતાં જે આનંદ આ બંને દંપત્તિને થયો, તેનું વર્ણન થઇ શકતું નથી. એક બીજાની આંખમાંથી ચોધારાં આંસુ ચાલી નીકળ્યાં; એક બીજાપર વીતેલી **બીના** બંન્નેએ કહી, તેમાં મનોરમાએ કહ્યું-"આપના વિયોગના પરિણામમાં વૈજયન્તી નગરીમાં ભારે કલંક મારા માથા ઉપર આવી પડયું છે. કૃપા કરી એનો નિર્ણય કરાવો. જ્યાં સુધી એ **કાળી ટીલી** મારે માથે છે ત્યાં સુધી આપ મારાથી જુદા રહો, પણ મને પવિત્ર સાબિત કરો.

**સુખાનંદઃ**—"પ્રિયા ! આવી અપ્રિય વાતથી મને દુઃખી ન કર, આખું જગત્ જાણે છે. **સાચને આંચ નથી.** મેં પછવાડેથી પણ તારી પવિત્રતા સાંભળી છે. **ચંદ્રમાને કલંક લાગતું નથી.** મને તો તારી પવિત્રતાની ખાત્રી છે, અને દેવતાઓ પણ તને પવિત્ર માને છે."

**મનોરમાઃ**—"નાથ, આપને ભરોસો હોય તેથી શું ? મને લોકો કુલટા કહે છે, અને હવે મારી સાથે આપને પણ દુનિયા વગોવશે, માટે એ વાત નક્કી કરો; જગતની પાસે જાહેર રીતે મારો ન્યાય કરાવો, ત્યાં સુધી આપ ફરી મને મળતા નહિ. નહિતો મારૂં અંતઃકરણ ચીરાઇ જશે."

મનોરમાની વાતો સાંભળી સુખાનંદ પણ તેના પતિવ્રત ધર્મની મહત્તા મનમાં ગાવા લાગ્યો; અને ઘરમાંથી બહાર નીકળી ગયો.

**શીલવતી મનોરમા ! તને ધન્ય છે. શીલ આગળ તેં જગતને તૃણવત્ માન્યું; તું સ્ત્રી છે, પણ તારી મોટાઈ સુર, નર, મુનિ વગેરે સૌ ગાય છે.**

## प्रकरण ११ मुं.

વૈજયન્તી નગરીમાં આજે મોટો કોલાહલ મચી રહ્યો છે; સર્વ નરનારીઓનું ચિત્ત એકજ બાબતપર લાગી રહ્યું છે. મહારાજ **પદ્મસેનજી**એ દરબાર ભર્યો છે, અને શહેરના પ્રતિષ્ઠિત પુરૂષો તેમાં આવી બેઠા છે; પણ મહારાજનું મોઢું અત્યંત ક્રોધમયી બની ગયું છે. મહારાજનો ક્રોધ જોઈ સર્વે ભયથી થરથરે છે; અને શું થશે ? તે બાબત અનુમાન કર્યા કરે છે. દરબારમાં એક શબ્દ પણ બોલાતો નથી. સઘળું ચુપાચુપ છે. મહારાજની સામે એક અપરાધી હાથ બાંધેલો ઉભેલો છે. તેના ચહેરાપર ભય અને ઉદાસી છવાઇ રહી છે અને પગ થરથર ધ્રુજે છે.

મહારાજા **પદ્મસેનજી** અપરાધી તરફ જોઇ બોલ્યા:—

"હે ! અન્યાયી શેઠ, તેં મારા રાજ્યની આબરૂ લીધી છે; મારો મંત્રી મને કહે છે કે તેં તારી પુત્રવધુને બિનગુન્હે ઘર બહાર કાઢી મૂકી છે, અને નિર્જન વનમાં અરક્ષિત

મૂકી આવ્યો છે. એક નિર્દોષ સ્ત્રીને તેં બેદરકારીથી મરણ શરણ પહોંચાડી છે, અને તેનો પતિ આ સાંભળી ફકીરી લેવાની સ્થિતિને પહોંચ્યો છે, એમાં ખરી વાત બોલો કે શું છે? શું તુંજ રાજા બની ગયો કે કોઇને જણાવ્યા વગર ઘરમેળે ન્યાય કરી લીધો?"

પ્રિય વાંચનાર, તેં આઃઉપરથી જાણ્યું હશે કે રાજા મહિપાળ શેઠનો જવાબ લે છે. સુખાનંદની વાત આખા શહેરમાં સૈનિકોએ ફેલાવી હતી, અને તેમાં રાજપુત્રના કૃત્યની વાત પણ આવી ગઇ હતી, તેથી રાજાએ એ વાત સાંભળતાંજ ઉપર મુજબનો દરબાર ભર્યો હતો.

મહીપાળે હાથ જોડી જણાવ્યું-"મહારાજ, એ વાત હું પૂર્ણ જણાવી શકતો નથી, પણ બુઢી ડોસી જે રાજકુમારની માનીતી છે, અને જેની વાત ઉપરથી અમારી આ સ્થિતિ થઇ છે, તેને બોલાવી પૂછવાથી સઘળી વાતનો ખુલાસો થઇ જશે."

મહારાજે તુરત આજ્ઞા કરી. તુરતજ સિપાઇઓ દોડતા ગયા, અને દૂતીને (ડોશીને) લાવી સભામાં હાજર કરી. દૂતીનો દેવતા ઉડી ગયો, અને અર્ધ મૂઈ જેવી બની ગઇ. તે તો જાણી ગઇ કે પાપનો ઘડો હમણાં ફૂટશે, અને આપણું તો પહેલાંજ આવી બનશે.

મહારાજ દૂતીને જોઇ બોલ્યા-"એ ડોશી, મનોરમાની બાબતમાં તું શું જાણે છે? જલ્દી ખરી વાત બોલી જા, નહિ તો પ્રથમ તો તારૂં આવી બન્યું સમજજે."

દૂતી મહારાજાનો ક્રોધ જોઇ થરથરી ગઇ, અને હવે

ખરૂં બોલવાથી પણ આવી બન્યું છે, અને ખોટું શું બોલવું ! અને તે જરાવાર પણ ચાલશે નહિ, અને ચટણીપાક ! મળશે તે તો જુદો.

તેથી રાજકુંવરના મનોરમાપરના મોહની, તે સંબંધી ખટપટની, અને રાજકુંવરની સમંતિથી મનોરમાપર જુઠું આળ નાંખવાની સર્વ બિના કહી સંભળાવી, અને પોતાના બચાવ ખાતર એટલું બોલી કે—"મહારાજ, હું શું કરૂં ? રાજકુંવરે મને મારી નાંખવાનો ભય બતાવેલો, તેથી તેના કેહેવાથી મારે આ સઘળું કરવું પડયું." મહારાજ મહા પ્રચંડ ક્રોધમાં આવી જઇ બોલ્યા—"મોટો જુલમ છે કે આવો નીચ પુત્ર મારે પેટે પડયો છે. રૈયતનો કોઇ માણસ આવો ગુન્હો કરે, તોપણ તે શુળીને પાત્ર થાય છે, ત્યારે આ ભવિષ્યનો રાજા આવાં ઘોર કર્મમાં તૈયાર થાય; એ બેવડો ગુન્હો છે; એવો પુત્ર રાજ્યનો નાશક છે, આવો પુત્ર કરતાં વાંઝીયાપણું ઉત્તમ છે. માટે એ પાપીને તુરત શુળીએ ચઢાવો; અને આ બધા નિર્દોષ છે, આ દૂતી મદદગાર છે ખરી. પણ રાજપુત્રના ભયથી એ કાર્યમાં સામેલ થયેલી જણાય છે, માટે માત્ર તેને છોડી મેલવી યોગ્ય છે."

મંત્રી હાથ જોડી બોલ્યો—"મહારાજ, રાજપુત્ર યુવાન છે અને ભૂલમાં આવો ગુન્હો કરવા તૈયાર થયો હોય, તો ક્ષમા કરવા કૃપા કરો."

મહારાજ—"એવા પાપી અને કલંકી પુત્રની મને જરૂર નથી, તોપણ તારી ઇચ્છાને માન રાખી તેને માત્ર

**પ્રાણદાન** આપું છું, પણ તેને "**દેશનિકાલ**" કરવા હુકમ કરૂં છું."

આખી સભા બોલી ઉઠી—"**ધન્ય! ધન્ય! પદ્મસેનજી મહારાજનો જય**; વાહ! તેનો ન્યાય! પોતાના પુત્રને પણ સખ્ત શિક્ષા કરી, અને દેશનિકાલ કર્યો. પ્રજાના જાનમાલને માટે તેને કેવી કાળજી છે? અવશ્ય આ રાજા શિવપદને પ્રાપ્ત થશે. "તેનું રાજ અચળ રહો." આવી ગર્જના સભામાંથી થઇ.

મહારાજનો હુકમ તુરત અમલમાં આવ્યો. રાજકુમારને તુરત નગર બહાર કાઢી દેશનિકાલ કર્યો. **તેને તેનાં કર્મનાં ફળ** મળ્યાં.

પછી મહારાજે મહીપાળ શેઠને કહ્યું:—"શેઠજી, તમે મારા રાજ્યનું નાક છો, તોપણ તમારા પુત્ર અને વહુને ગમે ત્યાંથી શોધી લાવો, નહિ તો તમે પણ દેશનિકાલ થશો; મહિપાળ શેઠ આ આજ્ઞા માથે ચઢાવી રજા લઇ ઘેર આવ્યા અને પોતાની વહુને બનેલી વાર્તા કહી અને કહ્યું કે તારી વાત સાંભળી મેં **મારા પગમાં કુહાડો માર્યો**. પુત્ર અને વહુ તો ખોયાં છે; હવે તો આપણા જાન માલ પણ બચે ત્યારે ખરા; હું તો મહારાજના હુકમથી પુત્રને શોધવા જાઉં છું, કેમકે તે તો ફકીર વેશે જ્યાં ત્યાં ભટકે છે.

શેઠાણી તો ચૂપજ થઇ ગઈ, અને અનેક પસ્તાવો કરવા લાગી, પણ હવે શું વળે? મહિપાળ ફરતાં ફરતાં **છેવટે કાશીમાં** આવી પહોંચ્યા; અને **ધનદત્ત શેઠને ઘેર**

ઉતર્યા, પછી **ધનદત્તજીને** કહ્યું:—"મારાં કર્મ નડયાં છે; પણ હવે મને પુત્રદાન આપો; મેં સાંભળ્યું છે કે મારા પુત્રની આપને ખબર છે. **ધનદત્તજીએ** નોકર મોકલી સુખાનંદને કહેવાડયું કે– "તમારા પિતા અહિં આવ્યા છે, માટે તમને મળવા બોલાવે છે."

નોકરે જઇ કુમારને કહ્યું, પણ તેને તો સુખાનંદે કહ્યું કે **એવા પિતાનું હું મોઢું જોતો નથી**; મારી આબરૂની ધૂળધાણી કરી, અને મારી નિર્દોષ સ્ત્રીને નિરાધાર રખડતી કરી, માટે ઘેર પાછા પધારો, પણ **શીલ ધુરન્ધરા પતિવ્રતા મનોરમાએ** વચમાં કહ્યું:—"પ્રાણપતિ ! આ તમે શું બોલો છો ? તેણે તમને જન્મ આપ્યો છે. માણસ માત્ર **ભુલ** કરે છે; તે સર્વજ્ઞ નહોતા કે મને પવિત્ર માને. તેણે તો ભોળપણમાં ખોટી વાતને ખરી માની, અને આબરૂ સાચવવા ખાતર મને કાઢી મૂકી, પણ હવે તેને કેટલો પસ્તાવો થતો હશે, તેનો વિચાર કરો. તે અહિં સુધી શોધતા શોધતા આવ્યા છે, તેને આવો જવાબ **બળતામાં ઘી** હોમ્યા બરાબર થશે. મારાં માબાપે પણ મને તે વખતે આશ્રય આપ્યો નહોતો; તે તો આપણા કર્મનો દોષ નથી. માત પિતાના કરોડો ઉપકાર છે, તે આથી નાશ પામતા નથી; માટે તમે શીઘ્ર જાઓ, અને તેમને પગે પડો; તથા તેમને આશ્વાસન આપો."

**સુખાનંદ** મનોરમાની શિખામણથી પોતાની ભૂલ સમજ્યો અને પોતાના પિતાની પાસે ગયો. સાથે મનોરમા પણ ગઈ. મહીપાળને તે બન્નેને જોતાં જે સુખ થયું, તેનું વર્ણન

થઇ શકતું નથી. ત્રણે મળ્યાં અને ચોધારાં હર્ષાંસુ ચાલી નીકળ્યાં.

મહીપાળઃ–"પ્યારા કુમાર ! અમારી ભુલ ક્ષમા કરો. વધારે શું કહું ? મારા પાપનું ફળ મને મળ્યું છે, અને હવે ઘેર ચાલો; મારે લીધે તમને અનેક કષ્ટ સહન કરવાં પડયાં છે, તે વિચારતાં મારૂં કાળજું કપાઇ જાય છે."

કુમારઃ–"પુજ્ય ! હું શું કહું ?"

મનોરમાઃ–"સસરાજી, અમારા માથા ઉપર જે કલંક આવી પડેલું છે, તેમાંથી મુકત થયા વગર અમે ત્યાં શું મોઢું લઇ આવીએ ? માટે મને પવિત્રપણા માટે ન્યાય અપાવો અને નિષ્કલંક કરો, ત્યાં સુધી હું તમારા ઘરમાં આવી રહેવાની નથી."

મહીપાળઃ–"સતી, તમારો ન્યાય જગતમાં થઇ ગયો છે. દુષ્ટને દેશનિકાલ કર્યો છે અને તમને આખું શહેર પવિત્ર માને છે. તમારા આવ્યા વિના અમારા જીવની હાનિ છે, માટે અમારે ખાતર પણ ત્યાં આવો અને તમે જેમ કહેશો તેમ કરવા હું તૈયાર છું."

મનોરમાની વાત સાંભળી, તથા તેના બાપનું કહેવું માની કુમાર જવા માટે તૈયાર થયો, અને મનોરમાને કહ્યું કે હવે પુજ્ય પિતાજીને ભોજન કરાવો.

મનોરમાઃ–"જ્યાં સુધી હું કલંક મુક્ત થઇ નથી, ત્યાં સુધી મારા હાથથી રાંધેલી રસોઇ શી રીતે જમાડું?" છેવટે ધનદત્તે ઘરમાં રસોઇનો હુકમ કર્યો, અને સઘળાંએ મોટા હર્ષથી ભોજન કર્યું.

ભોજનથી પરવારી ધનદત્તની પાસેથી રજા લઇ રથ તૈયાર કરી મહીપાળ વગેરે વૈજયન્તી તરફ ચાલી નીકળ્યાં. ધનદત્તજીનો ઘણો ઘણો ઉપકાર માન્યો. કેટલેક દિવસે વૈજયન્તિમાં આવ્યાં; સાસુને વહુ તથા પુત્ર માતા હર્ષપૂર્વક મળ્યાં. મનોરમા ઘણું રડી અને સાસુએ પોતાની ભૂલ કહી ઘણી ધીરજ આપી, પણ મનોરામાના આગ્રહથી તેને જુદા ઘરમાં ઉતારો આપ્યો; ત્યાં તેણે રાત્રિ દિવસ ધર્મ ધ્યાન જીન પૂજન વગેરે ક્રિયા શ્રદ્ધાપૂર્વક કરવા માંડી. આખું નગર પણ ઘણું આનંદ પામ્યું, અને રાજાને જઇ સુખાનંદ વગેરે આવવાની ખબર આપી. રાજા પણ ઘણા ખુશી થયા. મહીપાળે ગરીબગરબાને અનેક પ્રકારનાં દાન કર્યાં, જીન પૂજન કરાવ્યું, અને ધર્મધ્યાનમાં દિવસ ગાળવા માંડયા, પણ મનોરમા ઘરમાં આવે નહિ, અને તે પોતાનો ન્યાય શી રીતે કરાવવા માંગે છે, તે કોઇને સમજાય નહિ. તેથી તેમને ઘણી ચિંતા થવા લાગી.

## પ્રકરણ ૧૨ મું.

જગત ઉપર સૂર્ય કે ચંદ્ર કોઇનું રાજ્ય જાણે ન હોય, તેમ તેમની ગેરહાજરીમાં ક્રુર તારા અભિમાન મસ્ત થઈ ચકચકી રહ્યા હતા, પણ લોકો તેની અનેકની હયાતિની દરકાર નહિ કરતાં સૂર્ય ચંદ્ર આવતાં સુધી કામ ધંધો બંધ કરી ઘોર ઉંઘમાં પડયા હતા, પણ

ધીમે ધીમે સૂર્યનાં કિરણો આકાશના પડદા ફાડી જગત ઉપર રંગીન પ્રકાશ પાડી લોક સમસ્તને સૂર્યના આગમનની આશા આપતા હતા. એ વખતે વૈજયન્તી નગરીમાં એક આશ્ચર્યમય ઘટના થઇ. નરનારી સર્વ વ્યાકુળ થયાં, કેમકે લોક માત્ર પ્રભાત થતાં પોતપોતાને કામે વળગવા, ગામ બહાર જવા નીકળ્યાં. કેટલાક કાર્ય પ્રસંગે બીજે ગામ જવાના હતા. પાણીઆરીઓ નદી ઘાટે પાણી ભરવા માથે બેડાં ચડાવી ચાલી નીકળેલી હતી, પણ સર્વ દરવાજા આગળ આવી અટકી પડતાં હતાં. દરવાને "દરવાજો" ઉઘાડવા પોતાની સર્વ મહેનત વાપરી હતી, પણ તે સઘળી વ્યર્થ ગઇ હતી. લોકો અધીરા બની અનેક ગાળો દેતા હતા. દરવાન બિચારો અનેક લોકોની મદદથી ફરી મહેનત કરવા મંડયો, પણ તેમાં સર્વે નાશીપાસ થયાં, અને તેમ થવાનું કારણ કોઈ અટકળી શકયું નહિ. વળી બીજી તરફ શહેરમાં આવનારા લોકો પણ અટકી પડયા હતા, અને એક પહોર દિવસ ચઢયા છતાં સર્વે મહેનત નિષ્ફળ ગઈ, અને બંને તરફથી લોકોની બૂમ ઉપર બૂમ પડવા માંડી. કેટલાક અધીરાએ તો બિચારા દરવાનને અનેક ગાળો ભાંડી, પણ શું વળે? એટલામાં ખબર પડતાં તે શહેરનો કોટવાલ ત્યાં આવ્યો. તેણે પણ સર્વે મહેનત કરી જોઇ, પણ છેલ્લે નિશાસા નાંખી નીચેજ બેઠો અને કાંઇ કૌતક જેવું લાગ્યું, તેથી મહારાજને ખબર કહેવરાવી. તેઓ ચતુરંગ સેના લઇ દરવાજા પાસે આવ્યા. સર્વે સેનાએ દુશ્મનપર જેવું જોર બતાવે, તેવું આ નિર્જીવ દરવાજાપર વાપર્યું,

પણ છેવટે નીચે બેઠા. મહારાજાએ દરવાજો ભાંગી નાંખવાનો હુકમ કીધો. તે સંબંધી મહેનત પણ તે દિવસે તો નકામીજ ગઈ, અને સર્વને અવશ્ય કાંઇ ભેદ જેવું લાગ્યું. મહારાજ તો મનમાં સમજ્યા, કે આ કોઇ મારા પાપને લીધે છે. મોઢેથી પણ કલ્પાંત કર્યું:—"હે ભગવાન ! મારાં પાપ ક્ષમા કરો. મારી પ્રજા બહુ દુઃખી થાય છે, કામ ધંધો બંધ છે. અને શહેર સુનકાર જેવું થયું છે, હું પ્રજાનું રક્ષણ કે બચાવ અત્યારે કરવા અશક્ત થયો છું. તો મને ધિક્કાર છે. મારૂં હોવું ન હોવું બરાબર છે, તેથી **અન્ન જળનો ત્યાગ** કરવો મારે ઉચિત છે."

આ જોઇ અનેક નરનારીઓએ પણ દરવાજો ઉઘડતાં સુધી અન્ન જળનો ત્યાગ કીધો. અને સર્વે **પંચપરમેષ્ટીનું સ્મરણ** કરવા લાગ્યા. નગરની ગલી કુંચીમાં એજ સંબંધી મોટો કોલાહલ વર્તાઇ રહ્યો. બિચારા મુસાફરો નાસીપાશ થતાં માથું કૂટવા લાગ્યા. તેઓ તો જાણે કે હવે બાઇડી છોકરાંને મળીએ, ત્યારે મોટાં ભાગ્ય સમજવાં. આ તો કોઈ **દૈવી કોપ** છે. હવે બીજો કોપ નવો નહિ થાય તેની શી ખાત્રી ? કદાચ પાછળથી શહેરને મોટી આગ લાગે, તોપણ આ જોતાં નવાઈ લાગતી નથી.

આમ કરતાં ખાવા પીવા વિના આખો દિવસ વ્યતિત થયો. કેટલાક લોકો થાકયા પાકયા અને ભૂખ્યાં તરસ્યાં ખાટલામાં અર્ધ નિદ્રાવાળી અવસ્થામાં પડેલા હતા, દરવાજાના મામલાનાં જાણે સર્વને સ્વપ્નાં આવતાં હતાં. અને કેટલાંક તો ઉંઘમાં પણ ઝંખતાં હતાં. બિચારો મહારાજ

**પદ્મસેનજી** ભુખ્યો તરશ્યો પોતાના **મહેલમાં દરવાજા** સંબંધી શોચ કરતો હતો, કે હવે શું કરવું ? દરવાજો કેમ ખુલશે ? થોડા દિવસ નહિ ખુલે તો મારૂં તો મોત થશે, પણ પ્રજાનું સત્યાનાશ વળી જશે. એટ-લામાં થાક અને વિચારને લીધે તેની આંખ ઘેરાઇ અને "**સ્વપ્ન**" આવ્યું–"હે રાજન્, તું તો મહા પવિત્રછે, પણ દરવાજો લાખો ઉપાયથી પણ તારાથી ઉઘડવાનો નથી, પણ જો તારા નગરમાં કોઇ અખંડ શીલવતી સતી સ્ત્રી હોય, તો તેના પગના માત્ર અંગુઠાના અડકવાથીજ દરવાજો તુરત ઉઘડી જશે."

મહારાજ પ્રાતઃકાળ થતાં પથારીમાંથી ઉઠયા, અને રાત્રિનું સ્વપ્નું તેમને યાદ આવ્યું, તેથી તે અજમાવવા માટે તેમણે નગરમાં દાંડી પીટાવી કે આખા નગરની સર્વે સ્ત્રીઓએ દરવાજા આગળ આવી હાજર થવું.

નગરની સ્ત્રીઓ અનેક તર્ક કરવા લાગી કે–પુરૂષો દરવાજો ઉઘાડી શકયા નહિ, તો આપણે સ્ત્રીઓ શું કરવાની હતી ? રાજાને તો હવે ગાંડપણ આવ્યું જણાય છે, પણ આપણો શો ઉપાય ? ચાલો, દરવાજા પાસે જઇએ. કંઇ રાજાના હુકમનો અનાદર થાય ? આવા અનેક તર્ક કરતી નગરની નારીઓ સોળ શણગાર સજી એક પછી એક દરવાજા આગળ આવી હાજર થઇ, અને સર્વે પુરૂષો પણ ત્યાં હાજર થયા અને શું થાય છે, તેજ વિચારમાં હતા. ગામમાં પીવાનું પાણી પણ ખૂટયું હતું. નગરની સ્ત્રીઓ જુદા જુદા પોશા-કમાં સજ થયેલી હોવાથી ત્યાં ઉત્તમ દેખાવ થઇ રહ્યો હતો, પણ કોઇના મોં ઉપર આનંદની છાયા નહોતી.

મહારાજાએ હુકમ કર્યો– " બ્હેનો, મારે તમને જણાવવાનું કે જેને પોતાના શીલધર્મના અખંડપણાની

ખાત્રી હોય તેણે આવી દરવાજો ઉઘાડવો." મહારાજ અને નગરવાસીઓ તમાશો જોવા દૂર ઉભા, પણ અનેક સ્ત્રીઓ તો ઘર તરફ ચાલી નીકળી. કેટલીક તો આવીજ નહિ, અને કેટલીક જેને પોતાના શીલ ધર્મની શ્રદ્ધા હતી, તે એક પછી એક આવી દરવાજો ઉઘાડવા મહેનત કરવા લાગી, પણ તેમાં કાંઈ વળ્યું નહિં, તેથી શરમાતી શરમાતી પાછી ચાલવા માંડી. નગરની ઘણી સ્ત્રીઓ અજમાયશ કરી ચૂકી. છેવટે રણવાસમાંથી રાણીઓને પણ બોલાવી, પણ તેમની મહેનત પણ નકામી ગઈ, કેમકે તેમાંથી શીલવતી તો ઘણી હતી, પરંતુ જીવ સટાસટે પણ શીલ સાચવે એવી નહોતી. કેટલીક સગાં વહાલાંની આબરૂને લીધે શીલ સાચવતી, તો કેટલીકનું મન દૃઢ નહોતું. પોતાના મનથી પણ જેણે પરપુરૂષના સંબંધમાં વિચાર ન કર્યો હોય, એવી કોઇકજ હતી; એમ ઉંચા પ્રકારનું (અખંડ) શીલ પાળનારી કોઇ નીકળી નહિ. મહારાજાએ પૂછયું કે શું નગરની સ્ત્રીઓ બધી આવી ગઇ? હવે કોઇ બાકી નથી ? લાખો સ્ત્રીઓમાંથી કોઇ પવિત્ર શીલવતી નથી ? કેવો ગજબ ! આપણા નગરને શરમની વાત છે!! છેવટે લોકો વાતો કરવા મંડયા—"આ શું?" કેટલાક સ્ત્રીઓ તરફ દાંતીઆ કરવા મંડયા, ત્યારે કોઇ સ્ત્રીએ કહ્યું કે પેલી સુખાનંદજીની વહુ જે બહુ પવિત્ર-પણાનું ગુમાન રાખે છે, અને ઘણા દિવસથી તો પોતાના વરની સાથે પણ રહેતી નથી, તે તો આજ આવીજ નથી.

એ વાત મંત્રીએ સાંભળી અને તુરત રાજાને કહ્યું—"આમાં મહીપાળ શેઠની પુત્રવધુ આવેલી જણાતી નથી અને મને તો લાગેછે, કે આ કૌતક જરૂર દેવતાઓનું છે. તે જરૂર

પવિત્ર છે, અને તેનાથીજ જરૂર આ દરવાજો ઉઘડી જશે."

મહારાજને પણ આ વાત ખરી લાગી અને તુરત મંત્રીને સાથે લઇ મનોરમા પાસે ગયા, અને હાથ જોડી બોલ્યા--"હે! નારીરત્ન, તું જરૂર પવિત્ર શીલવાન છે. તું કુટુંબની ચન્દ્રમા જેવી છે. તારા ઉપર માત્ર ખોટું કલંક ચઢાવેલું, તે અમે જાણીએ છીએ. હમારી ભુલમાંજ તને દેશનિકાલ કરવામાં આવેલી, પણ તારા સમાન કોઇ નથી, આજ બે દિવસ થયાં આ શહેરનો દરવાજો હજાર પ્રયત્ને પણ ઉઘડતો નથી, તો અમારી અને નગરની ઉપર મોટો ઉપકાર કરી પ્રજા માત્રનું દુઃખ દુર કર, અને શીલનો મહિમા પ્રગટ કર."

મનોરમાએ નમ્ર ભાવથી કહ્યું-"મહારાજ, આપની આજ્ઞા હું માથે ચઢાવું છું, પણ નગરમાં અનેક શીલવાન સ્ત્રીઓ છે, તેણે પણ પ્રયત્ન કર્યો તો નહિ ઉઘડયો, તો મારાથી શી રીતે ઉઘડશે? તેથીજ હું તો ઘેર બેઠી છું. મારાઉપર તો મોટું કલંક છે, તે આ બ્હાને ઉલટું ખરૂં ઠરશે, માટે મને ક્ષમા કરો અને પ્રભુનું ધ્યાન ધરો તેની કૃપાથી ખુલશે."

મહારાજ--"મેં ઘણી મહેનત કરી, સર્વ સ્ત્રીઓ ત્યાં આવી ગઇ. તારે માથે જે કલંક છે, તે આજે દેવકૃપાથી જરૂર દુર થશે અને દેવતાઓએજ આ ચક્ર રચેલું છે તો કૃપા કરી તારા શીલ ધર્મને પ્રગટ કર. શીલ સમાન કોઇ મોટું નથી."

મહારાજનો આગ્રહ જોઇ મનોરમાએ ત્યાં આવવાનું કબૂલ કર્યું અને કહ્યું-"મહારાજ, આપ પધારો. હું આપની પાછળજ ત્યાં આવું છું."

મહારાજને વિદાય કરી મનોરમાએ સ્નાન કર્યું; અને

પોતાનો શણગાર સજ્યો; આજ પ્રભુ મારી લાજ રાખજો, એમ બોલતી જીન મન્દિરમાં ગઈ. અષ્ટ દ્રવ્યથી ભગવાનની પૂર્ણ ભાવથી પૂજા કરી અને પછી હાથ જોડી આર્જવના કરી- "હે ભગવાન! હું તો રંક છું, પણ તેં મારૂં અને મારા ધર્મનું આજ સુધી રક્ષણ કર્યું છે. આજે મારી લાજ રાખજે. નગરના દરવાજા બંધ થયા છે. હું તો ઘેર બેઠી હતી, પણ રાજાના આગ્રહથી જવું પડે છે."

આખા નગરમાં અનેક શીળવાન છે તેઓ હારી ગઇ છે. હું મને પવિત્ર માનું છું, પણ તારી કૃપા ઉપર આધાર છે. જો દરવાજો નહિં ઉઘડે તો જગતમાં શું મોઢું બતાવીશ; તે પહેલાં મારૂં મરણ થશે. બીજી સ્ત્રીઓ હરેફરે છે, તેમ મારાથી થશે નહિ. હે પ્રભુ! હું પવિત્ર છું, તેં મને પવિત્ર રાખી છે, તેં મારૂં સર્વથા રક્ષણ કર્યું છે. હે પ્રભુ! આજ મારૂં કલંક દૂર કરી મને ઉજવળ કરો અને શીલનું મહાત્મ્ય વધારો." એમ અનેક પ્રકારની વિનતિ કરી મનોરમા દરવાજા આગળ ગઇ.

દરવાજા આગળ મનોરમાને જોતાં લોકો દુર ખસી ગયા, પણ લોકોની ગીરદી એટલી હતી કે એક રજની પણ જગ્યા નહોતી. મહારાજ અને અમીર ઉમરાવો સેના-સહિત ભૂખ્યા તરસ્યા ઉભેલા, તેમની છેલ્લી આશા મનોરમા ઉપર છે, પણ જે સ્ત્રીઓ દરવાજા આગળ જઇ પાછી આવી હતી તે મનોરમાને જોઇ કહેવા લાગી-"ઓહો! આ તો મહા પવિત્રતાનું પૂતળું છે. બાઇ, એ તો દરવાજો ભાંગી નાંખશે! મોટી મોટી પવિત્ર સ્ત્રીઓ પાછી ગઇ, પણ હજુ આ બાઇ બાકી હતાં. તેની આપણને ખબર નહિ. આ બાઇને તો મહારાજ બોલાવવા ગયા ત્યારે પધાર્યાં. વાહ! જોઇએ તો ખરા, કે શું થાય છે? પણ તે

તો સાત પાણીએ ધોયેલાં છે, એટલે પવિત્રજ હોયને ! એમાં શું નવાઇ ? સાસુ સસરા અને માબાપે તો ઘરમાંથીએ કાઢી મૂકયાં હતાં, પણ વળી ધણી કબજામાં, તેથી પાછાં આવ્યાં. હજુએ સાસુએ ઘરમાં તો રાખ્યા નથી અને આ શું મોટી ભવાઇ ભજવવા આવ્યાં છો ?

"બીજી સ્ત્રી બોલી:-જોને બાઇ, જગતમાં કેટલું ગપ ચાલે છે? આપણે ગયાંજ નથી. નાહક માન ખોવા કોણ જાય ? હાલતાં ચાલતાં કોઇ પુરૂષ સામું તો જોવાઇ જાય. રણવાસમાં એક તરણું પણ જઇ શકતું નથી, તો ત્યાં પુરૂષનો શી રીતે જાય ? તેનાથીએ નહિ ઉઘડયાં, તો વળી આ મનોરમા શું ઉઘાડવાની હતી ! ! !" એમ અનેક પ્રકારના મનમાનતા બોલો જેને જેમ ફાવે તેમ સાચા ખોટા જોડી બોલતી નારીઓ મનોરમાની મશ્કરી કરવા લાગી, પણ સહનશીલ મનોરમા તેને નહિ ગણકારી સર્વેને નમસ્કાર કરી, દરવાજા પાસે આવી અને ભગવાનને પોકારી બોલી:—" હે ત્રિભુવન પતિ ભગવાન ! અને પંચો, જો મેં મારા પતિ સિવાય બીજા પુરૂષનું મન, વચન કે કાયાએ કરી મોઢું તો શું, પણ ધ્યાન પણ નહિ ધર્યું હોય, સ્વપ્નમાં પણ તેવી ઇચ્છા નહિ કરી હોય અને મારા શીલને મારા જીવ કરતાં પણ વહાલું ગણ્યું હોય, તો આ નગરના દરવાજા મારા હાથથી અને તે શીલના બળથી ખુલજો નહિ તો દરવાજા નહિજ ખુલજો."એટલી પ્રાર્થના કરી મનોરમાએ પોતાના પગનો અંગુઠો દરવાજાને અડકાડયો. એટલામાં તો તત્કાળ ફડાફડ અવાજ સાથે દરવાજો ઉઘડી ગયો અને વજ્રની સાંકળો તૂટી ગઈ. આકાશમાં દેવતાઓ શીલ મહાત્મ્ય જોવા આવેલા હતા, તેમણે જય નાદવડે જગતને ગજાવી મૂકયું. અને મનોરમા ઉપર

ફુલની વૃષ્ટિ કરી અને આકાશમાંથી બોલ્યા:—" ધન્ય ! ધન્ય! તારા સમાન ત્રિભુવનમાં કોઇ સતી નથી; ઈન્દ્ર સભામાં ઇંદ્ર મહારાજ પણ તારાં વખાણ કરે છે. તારા માતપિતાને પણ ધન્ય છે. તેં બંને કુળને આજે ઉજળા કર્યા. તારો યશ ત્રિલોકમાં ગવાશે."

**આ દેખાવ** જોઈ નગરનિવાસીઓ આભા બની ગયા. સ્ત્રી વર્ગ પોતાની કપોલ કલ્પિત કલ્પના ઉપર લજ્જિત થયો. અને છેવટે સૌ પોતપોતાના **અંતઃકરણપૂર્વક** મનોરમાનાં **વખાણ** કરવા મંડયા.

**ધર્મનો મહિમા મોટો છે. તેનાથી અશકય કામ પણ શકય થાય છે,** અનેક સ્ત્રી પુરૂષો આજના પ્રસંગથી ધર્મ અને શીલ પ્રત્યે શ્રદ્ધાળુ બન્યા.

**આ પ્રમાણે** મનોરમાએ શીલના પ્રભાવથી **૧૧ દરવાજા** ઉઘાડયા, અને **૧૨ મો દરવાજો** આવ્યો, ત્યારે મનોરમાએ કહ્યું—મહારાજ, આ દરવાજો હું છોડી દઉં છું. કદાચ કોઇ શીલવાન સ્ત્રી પરગામ કે પીએર ગઇ હોય અને પછી આવીને કહે કે હું હોત, તોપણ ખોલી આપત. માટે તેમને સારૂ આ દરવાજો જરૂર હાલ હું ઉઘાડવાનું બંધ રાખું છું."

**મહારાજ:**—" બસ બસ સ્ત્રી રત્ન ! તમારાં વખાણ ઇંદ્ર સભામાં પણ થાય છે, તો આ લોકની શી વિસાત ? કોઇ સ્ત્રીને એવું કહેવાનું રહ્યુંજ નથી, માટે કૃપા કરી **આ દરવાજો પણ ઉઘાડી નાંખો.**

ત્યાર બાદ મનોરમાએ બારમો દરવાજો ઉઘાડી નાંખ્યો. ચોતરફથી વાહ વાહ થવા લાગી. મનોરમાએ પંચ પરમેષ્ટીનું ચિન્તવન કરી શ્રી જીનેંદ્રભગવાનના ગુણાનુવાદ કર્યા— "ધન્ય હો મહારાજ! તમારા ગુણ શી રીતે ગાઉં ? સંસારમાં દુઃખી જીવોના આપજ તારનાર છો. આપનું સ્મરણ કરવાથી

જન્મ જન્મનું પાતક નાશ પામેછે. આપે દાસની આબરૂ રાખી અને શીલનું મહાત્મ્ય વધાર્યું." પછી મહીપાળ શેઠ હાથ જોડી મનોરમા પ્રત્યે બોલ્યો—"શીલ શિરોમણી ! અમારી ભૂલ ક્ષમા કરી આજે અમારે ઘેર પધારી અમોને કૃતાર્થ કરો. જે થવાનું હોય, તે અનુસાર માણસની બુદ્ધિ થાય છે, એટલે અમારી બુદ્ધિ ભ્રષ્ટ થઇ તે માત્ર અમારા કર્મનો દોષ છે.

**મનોરમા** સરલ અને પવિત્ર સ્ત્રી હતી. તેનામાં રાગ દ્વેષનો અંશ પણ નહોતો, તોપણ જાણતી હતી કે **જે કાંઇ સુખ દુઃખ થાય છે તે માણસના કર્મ અનુસાર** થાય છે, તેથી તેણે હાથ જોડી પોતાના સસરાને કહ્યું:—

"પુજ્યવર, આપ આમ ક્ષમા માંગી મને લજ્જિત ન કરો. આપ શ્રેષ્ઠ છો. આપે જે કાંઈ કર્યું તેમાં તમારો લેશ માત્ર દોષ નથી. આપને મારી શંકા આવી, તો મને ઘર બહાર કહાડવામાં યોગ્યજ કર્યું છે. અને મારા ઉપર તેવું આળ આવ્યું તે મારા કર્મનો દોષ છે. હવે હું ઘેર આવવા તૈયાર છું."

આજ મહિપાળ શેઠને ઘેર લગ્ન જેવો માંગલિક દિવસ થયો. ગાજતે વાજતે મનોરમા શેઠને ઘેર ગઇ અને લાંબા સમયના વિયોગને અન્તે પુનઃ સર્વનો મેળાપ થયો. શ્રીજીન મંદિરમાં ધામધુમથી પૂજા રચાવી, અનેક પ્રકારના ગરીબ ગરબાંને દાન દીધાં અને શેઠજી પણ પોતાના દીકરા અને વહુને પામી આનંદમય જીવન વ્યતિત કરતા સર્વ ધર્મધ્યાન કરવા લાગ્યા અને અંતે સર્વની રૂડી ગતિ થઈ.

આ સંસારમાં **નારીનું ભૂષણ** તેનું રૂપ નથી, પણ **શીલજ** છે; અને તેના વડેજ તેની શોભા છે. શીલવતી નારી જે જગ્યાએ રહે છે, ત્યાં કશો ઉત્પાત થતો નથી, **પણ જે ઘરમાં કુલટા રહે છે, ત્યાં અસુરોનો વાસ અને** ઉત્પાત થયા કરે છે, એવું જીન સાશનનું વચન છે. શીલથીજ તેને **શિવપદની** પ્રાપ્તિ છે. ઇંદ્રાદિ દેવનાં પદો પણ શીલવ્રતથીજ મળે છે. શીલવાનની વિપત્તિ જોતજો-

તામાં નાશ પામે છે, અને ક્ષણવારમાં સુખ મળે છે.

પ્રિય વાંચક! આપને આશ્ચર્ય થયું હશે; કે વૈજયન્તી નગરીના બારે દરવાજા કેમ બંધ થઇ ગયા? શું કાંઇ જાદુ હતું? પણ આમાં આશ્ચર્યની વાત નહોતી. આસ્તિકોને માટે એવું થવું અસંભવિત નથી. એ બધું પ્રપંચ શીલ ધુરન્ધરા મનોરમાનું કલંક દુર કરવા અને તેને સુખશાંતિ આપવા દેવતાઓએ રચેલું હતું.

પ્રથમ સ્વર્ગમાં ઇંદ્રસભા મળી હતી. ત્યાં શીલની ચર્ચા ચાલતાં ઇંદ્રિ મહારાજે દેવોને કહ્યું:—"શીલવતી મનોરમા વૈજયન્તી નગરીમાં તો પહોંચી ગઇ અને હવે પદ્મસેન રાજા એનો ન્યાય કરશે, પણ માણસોની શકિત અલ્પ હોવાથી અજાણમાં પણ ઉધું કરી બેસે. જો કદાચ કાંઇ ઉધું કરી બેસશે, તો કરેલી બાજી વ્યર્થ જશે અને કોઇપણ સ્ત્રી શીલવ્રતનો અંગીકાર નહિ કરી શકે, માટે એવો ઉપાય કરો કે એના ઉપર કાંઇ આંચ ન આવી શકે. તમે એવો તાલ રચો કે મનોરમાની જીત થઇ જાય અને એનું કલંક દૂર થાય.

ઇંદ્ર આજ્ઞાથી અર્ધરાત્રે દેવગણો આવ્યા. દરવાનોએ રાતના દરવાજા બંધ કરેલા હતા તેને વજ્રની સાંકળોથી વિશેષ સજ્જડ કરી તેના ઉપર **યક્ષ અને દેવતાઓનો પહેરો** બેઠો. વળી મહારાજા પદ્મસેનજીને સ્વપ્ન પણ આપ્યું અને દરવાજા ઉઘાડવાની યુકિત પણ બતાવી, તે અનુસાર મનોરમા નિષ્કલંક થઇ અને જગતમાં શીલનું મહાત્મ્ય ગવાય છે.

સંસારમાં શીલનો મહિમા અપરંપાર છે. તેજ સાર છે અને તેનાવડેજ ભવસાગર તરાય છે. સ્ત્રીને પતિ તેજ પરમેશ્વર છે; શીલના રક્ષણ માટે ઇંદ્રના દેવો પણ મનોરમાની સહાયતામાં આવ્યા, તે ઉપરથી દરેક સ્ત્રી પુરૂષે શીલ વ્રત ધારણ કરી જગતનો પાર પામવો ઉચિત છે.